

SALVATION

ARMY

મુક્તિફોજનાં ગીતો

GUJRATI

SONGS



# SALVATION ARMY SONGS.

# મુક્તિફોજનાં ગીતો.

(જનરલના અધિકારથી પ્રસિદ્ધ કરેલાં)




મુંબઈ.

મુક્તિફોજનું ટેરિટોરિયલ હેડક્વાર્ટર્સ.

*3000 Copies.* *1928*

## PREFACE BY THE FOUNDER.

*( Abridged )*

# પ્રસ્તાવના.

:0:—

પ્રભુએ મને સહાય કરી છે તેને પરીણામે આખી પૃથ્વીમાં ઇશ્વરસ્તુતિ ગાવામાં આવે છે. હું પ્રભુના સેવકોએ જોડેલાં પ્રાચીન તેમજ અર્વાચીન ગીતોને માટે આભારી થયો છું. બીજા ચાહે તે સુંદર કવિતા ભેગી કરીને ગીતો તરીકે વાપરે, પણ આપણે તો આખા મનથી સાદી રીતે આપણાં મુક્તિ વિષેનાં સાદાં જ ગીતો ગાતાં રહીએ કે જે વડે ગતકાળમાં પ્રભુએ અગણિત આત્માઓને બચાવીને તેઓને પોતાના ખરા સૈનિકો બનાવ્યા છે.

આ ગીતોને પ્રસિદ્ધ કરીને અમે તમારી પાસે એવી માગણી કરીએ છીએ કે તમે :—

૧ દરેક ગીતનો અર્થ સમજો અને તે વડે તમે પોતે આશીર્વાદ પામો.

૨ આ ગીતો તમારાં છોકરાંઓને ગાઇ સંભળાવો, વાંચીને શિખાડો અને કુટુંબની પ્રાર્થનામાં પણ વાપરો,

૩ વળી તમારો આત્મા ઇશ્વર ગમ ખેંચાય ત્યાં સુધી આ ગીતો ગાતાં રહો અને ત્યાર બાદ જે લોકો પરમેશ્વરને ઓળખતા નથી તેઓ જ્યાં સુધી ઇશ્વરને ઓળખીને

તથા તે પર વિશ્વાસ રાખીને ઈસુ ખ્રીસ્તના પુન્યવડે બચાવ ન પામે ત્યાં સુધી ગાતાં રહો.

સર્વદેશીય હેડક્વાર્ટર્સ,
ક્વીન વિક્ટોરિયા સ્ટ્રીટ
લંડન, ઈંગ્લાંડ.

વિલ્યમ બુથ,
સ્થાપક.

---

Compiled by Lt. Colonel Dayasagar,
Published by Lt. Commissioner Jivanand ( J. Horskins ),
Territorial Commander, Western India, and
Printed by Yeshwant Kashinath Padwal,
at the Tatva Vivechaka Press, Parel Road, Byculla, Bombay,



# SALVATION ARMY SONGS.

# મુક્તિફોજનાં ગીતો.

---

## *ARMY DOCTRINES & PRINCIPLES.*

## ફોજના મૂળ ઉપદેશ તથા મૂળ નિયમ.

---

### ૧. *What We Believe.*

### ભાગ ૧ લો.

૧ અમે માનીએ છીએ કે, બાયબલ દેવની વાત છે;
જુનો તથા નવો કરાર બન્ને ઇશ્વરદત્ત છે.

૨ અમે માનીએ છીએ કે, એકજ સત્ય દેવ છે;
પરિપૂર્ણ, સૌનો કર્તા, સૌનો રક્ષક તે છે.

૩ અમે માનીએ છીએ કે, દેવપણામાં ત્રણ છે;
પિતા, પુત્ર, આત્મા, મળી એકલા દેવને ધન છે.

૪ અમે માનીએ છીએ કે, ઇસુ ખ્રીસ્ત દેવ છે;
ઇશ્વર છતાં માણસ ખરો, માણસ છતાં દેવ છે.

૫ અમે માનીએ છીએ કે, ન'તું પાપ આ જગમાં;
આજ્ઞા તોડી આદમે ને સૌને ભ્રષ્ઠ કીધાં.

૬ અમે માનીએ છીએ કે, ઇસુ ખ્રિસ્તના પુણ્યથી;
જે ચાહે તે તેને દ્વારે તરે પાપના ઋણથી.

## ૨. ભાગ ૨ જો.

૧ અમે માનીએ છીએ કે, બે શરત પાળવાથી
પસ્તાવો ને વિશ્વાસ કીધે સૌને મળે મુક્તિ.

૨ અમે માનીએ છીએ કે, ખ્રીસ્તની કૃપા થકી
વિશ્વાસ રાખનાર ન્યાયી ઠરી તેનામાં છે સાક્ષી.

૩ અમે માનીએ છીએ કે, હઠી જવાય તેમ છે;
મનમાં શુદ્ધ થયા પછી પાપમાં ફસાય તેમ છે.

૪ અમે માનીએ છીએ કે, પવિત્રાઈ મળે છે;
પાપ ને તેની સત્તા થકી પુરા તે તારે છે.

૫ અમે માનીએ છીએ કે, ન્યાયનો દિવસ આવશે;
મુએલાં સજીવન થશે, બધાં હિસાબ આપશે.

૬ અમે માનીએ છીએ કે, આત્મા એ અમર છે;
નર્ક, સ્વર્ગ મધ્યે સૌને સદા રહેવું પડશે.

## ૩. *The Army Principles.*

राग:—"फौज आवी प्रीत बहु देनारी"

મુક્તિ ફોજના મૂળ નિયમ આ છે રે
હરેક ખરો સિપાઈ તેમને પાળશે.

૧ મનનું બદલાણ જેમને મળ્યું છે
તેઓ સિપાઇઓમાં દાખલ કરાશે.

૨ સાફ મન પામીને તેઓ અર્પણ થઇ,
સગાં વહાલાંને ખ્રીસ્તની ગમ લાવશે.
૩ તેઓ પાપીના સંગથી જુદા રહી,
કેફી વસ્તુઓથી વેગળા નહાસશે.
૪ તેઓ સંસારી ભપકાને કંટાળશે,
સમજી સૈન્યવેશ પહેરવો માન છે.
૫ કરકસર કરીને ફોજને સહાય કરશે,
તેથી ઇસુનું રાજ્ય ફેલાશે.
૬ તેઓ નિત્ય પોતાનો નકાર કરશે,
અને બીજાનો બોજ માથે રાખશે.
૭ તેઓ સાચા તથા ન્યાયી થઈ રહેશે,
ભલું કરવામાં બહુ હરખાશે.
૮ થઇ પ્રેમી શાંત અને ધીરજવાન,
તેઓ નમ્ર ને દાતાર જણાશે.
૯ તેઓ લાંચને કોઈ દિન લેશે નહિ;
કદી પાપની કમાઈ નહિ ખાશે.
૧૦ તેઓ દરરોજ દેવની વાત વાંચશે,
ખરી પ્રાર્થના કરી વિશ્વાસે.

# SALVATION. Part I.

## મુક્તિ વિષે. ભાગ ૧ લો.

---

**૪.** *How to be Saved.*

૧ પહેલું રે પગથિયું પોતાને ઓળખવું;
કેવું રે ભુંડું થયું, રે મારા મન તું?
૨ બીજુ રે પગથિયું પાપનો પસ્તાવો;
સઘળી રે ભુંડાઇપર રાખું કંટાળો.
૩ ત્રીજું રે પગથિયું પાપની કબુલાત;
મેં કેટલી ભુંડાઇ કરી સૌની સાથ!
૪ ચોથું રે પગથિયું સહુ પાપને તજવું.
સઘળી ભુંડાઇ મૂકી મારા દેવને ભજવું.
૫ પાંચમું રે પગથિયું પાપની માફી માગવી;
મજપર તું દયા કરજે, શુદ્ધ કરી ડાઘથી.
૬ છઠું રે પગથિયું દેવને આધીન થાવું;
તન મન તને સોંપી, તારી પાછળ આવું.
૭ સાતમું રે પગથિયું તારક વિશ્વાસ;
ઇસુ, તારે છે હાલ, મને તેનો દાસ.
૮ ધન ધન! મારા પ્રભુજી, ધન ધન ઇસુ ત્રાતા!
મને મુક્તિ મળી છે; ધન ધન મુક્તિદાતા!

## ૫. *Avi chhe avi chhe Muktifoj jo.*

૧ આવી છે આવી છે મુક્તિ ફોજ જો,
જીતી લેવાનેરે ગુજરાત દેશને.
૨ હતા હતા મુક્તિના અજાણ જો,
સુવાર્ત્તા સંભળાવનાર દેવે મોકલ્યા.
૩ જાગો જાગો સઘળા પાપી જન જો,
તપાસો મુક્તિ શી રીતે થાય છે.
૪ એ વધામણી સુણો સઘળા લોક જો,
પાપીને તારવાને ઇસુ આવ્યો.
૫ જે જન આવે ત્રાતા ઇસુ પાસ જો,
મુક્તિ તે આપે છે હરેક જાતને.
૬ ભાઇઓ, બેનો, સાંભળો સઘળા લોક જો,
મુક્તિના વિનારે સ્વર્ગ નહિ મળે.
૭ પોકારીને કહે છે મુક્તિફોજ જો,
મુક્તિના દિવસ રે વિતી જાય છે.

## ૬. *Deve joi prithvi papman re.*

૧ દેવે જોઇ પૃથ્વિ પાપમાં રે, તારવા ત્રાતાને મોકલ્યો જો;
૨ અવતાર લીધો છે ગભાણમાં રે, તેણે નામ ધર્યું છે ઇસુ જો.
૩ વરશ બારનો બાળક તે થયો રે, ઉપદેશ આપ્યો મંદિરમાંહે જો.
૪ સઘળા પંડિત અચરત પામ્યા રે, જ્ઞાન કયાંથી એ બાળકને જો.
૫ સર્વ સુભ સમાચાર સાંભળીરે, તેના ભકતો જન હરખાય જો.

૬ ફર્યો આખા યહુદા દેશમાં રે, અદ્ભુત કામો તેણે કીધાં જો.
૭ રોગી જનના રોગ મટાડીયારે; પાપીને આપ્યું મુક્તિદાન જો.
૮ તેત્રીસવરશ જગતમાં તે રહ્યોરે, પાપી કાજે લોહી વહેવડાવ્યું જો.
૯ વધસ્તંભપર પોકાર પાડીઓરે, 'મારા દેવ કેમ મુકી દીધો' જો.
૧૦ ફાટયા મંદિર માંહેના પડદારે, આખા દેશપર અંધકાર થયો જો.
૧૧ ધરતી કાંપી ખડકો ફાટયારે, મુએલાં ઉઠી શહેરમાં જાય જો.
૧૨ જમાદાર સિપાઇઓ ગભરાઇ ગયારે, પરાક્રમ જોઇને ઇસુનું જો.
૧૩ મરણ પામી દટાયો ઘોરમાંરે, પછી ગયો છે આકાશ જો.
૧૪ જગતને અંતે પાછો આવશેરે, પવિત્ર દૂતોની ફોજ લઇને જો.
૧૫ રણસિંગડાના નાદ વગાડશેરે, મુએલાં ઉઠી સઘળાં આવે જો.
૧૬ મુક્તિફોજ કહે છે મુક્તિ વિનારે, સ્વર્ગે જતું નથી કોઈ જો.

## ૭. *Kharo Tarnar malshe kyan?*

ખરો તારનાર છે ઈસુ, નકલંક સ્વામી, સદ્ગુરૂ.

૧ ખરો તારનાર મળશે કયાં? શું કોઈ છે જગતમાં?
તારણ કોણ આપશે પુરૂં? મળશે કયારે સદ્ગુરૂ?
૨ કોણ મટાડશે મારાં પાપ? કોણ છોડાવે તેનો શાપ?
પાપીનો જે છે પ્રભુ, નકલંક સ્વામી, સદ્ગુરૂ.
૩ તેને કયારે જોઇશ હું? મરણ પછી મળશે શું?
જો પશ્ચાતાપ તું કરશે, હમણાંજ તને તે મળશે.
૪ પ્રભુ ઇસુ, આવું છું, તારા પર આશ રાખું છું;
તું મટાડજે મારાં પાપ, મજ પાપીને મુક્તિ આપ.

## ૮. *Mukti, Mukti shun kaho chho?*

મુક્તિ મળી છે.

૧ "મુક્તિ, મુક્તિ" શું કહો છો? મુક્તિ મોટું દાન.
૨ મળી પાપની માફી માટે ગાઉં ગાન.
૩ ઇસુ, તારા નામથી ઘણો છે આનંદ.
૪ મારે કાજ ઇસુ મરાયો, સહ્યો વધસ્તંભ.
૫ લાલ નેજા ઝાલીયા ફોજે તૈયાર થાય.
૬ કરો આખી પૃથ્વિ ઇસુનું ભજન.
૭ ઇસુ દરેક જાતને આપે છે તારણ.
૮ જેને મળી મુક્તિ મટયું પાપનું ઋણ.
૯ ધન ધન પ્રભુ, ધન ધન ઇસુ, તારા નામને ધન!

## ૯. *Papio kem thao marnar.*

પાપીયો કેમ થાઓ મરનાર; થાઓ ઇસુની ગમ ફરનાર.

૧ પાપ તમારાં ગણવા બેસો, કરો તેનો વિચાર;
જન્મારો તો વિતી જશે ને જશો મરણને દ્વાર રે.
૨ લોક લાજ રાખી ફરી ફરીને ઉપાય કરો હજાર;
મનની શાંતિ જાણ્યા વિના તમે રાખશો પાપનો ભાર રે.
૩ કેવડી પ્રીતિ ઇસુએ કીધી, કીધી પ્રીતિ અપાર;
પાપીને લીધે જીવ જ દીધો અમારો તારણહાર રે.
૪ જ્ઞાન ફુલાવે જગત ભુલાવે, શાંતિ ન કોઈ દેનાર;
ઇસુની ઉપર વીશ્વાસ લાવો ઉતરે પાપનો ભાર રે.
૫ આપથી કદી કોઇએ નહિ બચે, આપે ન થાય ઉદ્ધાર;
વધસ્તંભથી ઇસુ બોલાવે, 'હું તારો દંડ ભરનાર રે.'

## ૧૦. *Manade rhejo re Isu.*

૧ મનડે રહેજો રે ઇસુ, તારાં સુભ સુભ ગીતો ગાઈશું.
૨ પ્રેમ સંભારી રે તારો, આત્મા હરખે છે બહુ મારો.
૩ કોણ દયાળુ રે તુજ જેવો, મરતાં પ્રાણ બચાવે એવો ?
૪ પાપી કાજે રે આવ્યો, નહિ કોઈ આવ્યો છે તુજ જેવો
૫ તું તો પુન્યનો રે ભંડાર તારી દયાતણો શો પાર!.
૬ તારક આવ્યો રે દ્વારે, તેને પાછો તું નહિ કાઢે.
૭ વેણ દયાના રે બોલે, "પાપો નાખો મારે ખોળે."
૮ આજ્ઞા ખ્રીસ્તની રે ઝાલો ત્યારે મુક્તિફોજમાં ચાલો.

## ૧૧. *Khrist Raja avyo.*

ખ્રીસ્ત રાજા આવ્યો, હાલેલુયા બોલો !
પાપીઓને તારવા માટે રાજા ઈસુ આવ્યો.

૧ થયો હું આનંદી પામી પાપની માફી ;
મનને સાફ કરવાને લીધે રાજા ઇસુ આવ્યો.
૨ પસ્તાવો કરીને વિશ્વાસ રાખે તેને
પુરી શાંતિ આપવા માટે રાજા, ઇસુ આવ્યો.
૩ રાજાઓનો રાજા, પ્રભુઓનો પ્રભુ ;
તારવા સર્વશક્તિવાન રાજા ઇસુ આવ્યો.

## ૧૨. *Darek papi Isuni pase av.*

रागः—एन इष्ठ एन पावम मर्न्नात्तार.

૧ દરેક પાપી, ઇસુની પાસે આવ !
તેના લોહીથી મન શુદ્ધ થાય છે.
૨ રે પાપીઓ, તમે જાઓ છો ક્યાં ?
પ્રભુ તમને બોલાવે છે હમણાં.
૩ ઢીલ ન કરો, પ્રભુ રાહ જુએ છે;
આ બચવાનો વખત વીતી જાય છે.

## ૧૩. *Jai Prabhu Isu ! Jai Adhiraja !*

જય પ્રભુ ઈસુ ! જય અધિરાજા ! જય પ્રભુ, જય જયકારી !

૧ પાપ નિમિત દુઃખ લાજ ઉઠાવી પ્રાણ દીધો બલિહારી.
૨ પાપ થકી તું પાપીને તારશે તોડી બંધન ભારી.
૩ જે પાપી હાલ તુજ પાસે આવે, લેશે તું અંગીકારી.
૪ માફી, શાંતિ, શુદ્ધતા, શક્તિ; દેશે તું તેને તારી.

## ૧૪. *Uth musfir, kar taiyari.*

ઉઠ મુસાફર કર તૈયારી, દિન હવે રહ્યો નથી રે !
દીલ કહીં દૃષ્ટિ કહીં છે ? ને આંખોમાં તેજ નથી રે.

૧ મોત શું જાણે બાળપણાને, શું બુઢાપો, શું જુવાની?
શું અમીરી, શું ફકીરી? મોતને ચિંતા નથી રે.
૨ શું તારી આંખોમાં આજલગ નિંદ્રા નિશ્ચિંતાથી ભરી ?
ભાઇ કે માતા પિતાજી, કોઈ પણ તારાં નથી રે.
૩ છે આનંદ ઇસુ ત્રાતામાં; સત્ય જીવન, રસ્તો તે છે.
કેમ ફરે ભટકી મુસાફર ? આ વિના રસ્તો નથી રે.

## ૧૫. *Premi Isuni priti apar chhe.*

राग:—श्रीरंग नरसींह महेताजी एनुं नाम.

પ્રેમી ઈસુની પ્રીતિ અપાર છે, પાપીઓનો તે તારનાર છે.

૧ પાપનો બોજો હશે બહુ ભારે, તે હમણાં પલકમાં ઉતારે.
૨ જે તેની ગમ આવે છે પાપી, સૌ પાપોને કાજ પામશે માફી.
૩ તેની વાણી માનીને જે રહેશે, તેમાં શાંતિની નદીઓ વહેશે.
૪ વિલંબ વિના આવો તેની પાસે, તે તમને બચાવશે વિશ્વાસે.

## ૧૬. *Yih dunia ajab steshan hai.*

૧ આ જગત અજાયબ સ્ટેશન છે, જ્યાં રેલ ચાલે દિન રાતે;
આ ગાડીમાં જવું છે તારે, એક પળ ક્ષણમાં તે આવશે.
૨ કંઈ વાર નથી બાંધો સામાન, જુઓ હાલમાં ઘંટ વાગે છે!
આ જગ મુકી તે દેશમાં જાય, તે ફરી કદિ નહિ આવશે.
૩ રે સ્વર્ગની ટિકિટ લઈ લ્યો ભાઈ, સૌ પાપનો પસ્તાવો કરીને;
ઇસુ પર વિશ્વાસ રાખે જે, તે સ્વર્ગ મધ્યે જઈ પહોંચશે.
૪ રે પાપરૂપ સામાન રાખશો નહિ, ગાડીમાં નહિ લેવાશે!
પણ પાપ મુકીને જે આવે, તેનાથી ત્યાં જવાશે.

## ૧૭. *Masiha mara dukhman sosai gayore.*

મસીહા મારા દુ:ખમાં સોસાઇ ગયો રે !
સોસાઈ ગયો રે, વિંધાઈ ગયો રે !

૧ કાંટાનો મુગટ ગુંથ્યો રે, ઈસુને માથે મુકયો રે,
ઈસુનાં વસ્ત્ર લીધાં, જાંબુડી વસ્ત્ર દીધાં.
૨ પીલાતે જુલમ કીધોરે, કોરડાનો મારજ દીધો રે,
ગલ્ગથા મધ્યે લીધો, ત્યાં વધસ્તંભે દિધો.
૩ હાથ પગમાં ખીલા માર્યારે, તે કુખેથી વિંધાયો રે
સીરકાનું પાયું પાણી, થઈ પુરી અગમવાણી.
૪ કબરમાં તેને દાટયો રે ને મરણ જીતી ઉઠયો રે,
શિષ્યોને દર્શન દીધું ને આકાશ ગમન કીધું.
૫ ઇસુની પ્રીતિ કેવી રે ને કોણે કીધી એવી રે,
જે આવે તેની પાસે રે તેની મુક્તિ થાશે.

## ૧૮. *Have Isu de chhe Mukti.*

હવે ઈસુ દે છે મુક્તિ; પાપીને તે બચાવે છે-

૧ પાપી, ઉમર જાય છે વીતી, જાગરે મરણ પાસે છે !
હાલ છે વેળા સોચ કરવાની, પછીથી તું નિરાશ થશે.
૨ જેને લીધે તું ધન કમાવે, કામમાં કંઇ આવનાર નથી.
મા, મિત્ર, તું જે વારે મરશે ત્યારે સહાય કરનાર નથી.

૩ મારૂ મિલકત, તારી હવેલી બીજા લોક ખરીદ કરશે.
બહાર તને ઉજડ જગ્યાએ એકલો લઈ જઈ છોડશે.
૪ આવજે, પાપી, ઈસુની કને, તારા આત્માને તારશે.
પાપ તજીને વિશ્વાસ રાખજે, દંડથી તે ઉગારશે.

## ૧૯. *Ame Isune jova jaishun,*

અમે ઈસુને જોવા જઈશું, જોઈ જોઈને રાજી થઈશું.

૧ અમને પાપથી છુટાં કીધાં, અમને પાપથી છોડાવી લીધાં.
૨ અમને આપ્યું છે મુક્તિદાન, અમને બચાવી, હરાવી શેતાન.
૩ તેણે કીધું પાપ નિવારણ, પાપી લોકનું કરશે તારણ.
૪ વધસ્તંભપર સહ્યું મરણ, મારાં પાપનું કર્યું હરણ.

## ૨૦. *Ghera valo re.*

ઘેર વળો રે, ઘેર વળો; સહુ જે ભટકેલા;
ઘેર વળો, તમ જે જગમાં ખાધા દુઃખ હેલા.

૧ કાં ઘર મુકી તો હમણાં તમ દૂર ફરો છો?
દોલતાણું જેમ દુઃખ વધે તેમ કાજ કરો છો.
૨ ઈસુ તો બોલાવ્યા કરે, બહુ પ્રેમ કરીને;
મોત સહ્યું નિજ પ્રેમ થકી, વધસ્તંભ ધરીને,
૩ આત્માનો વાંટો પણ છે, સામર્થ્ય ભરેલો;
પ્રેમ થકી તે બોધ કરે, હમણાં ફર વ્હેલો.

૪ મુક્તિફોજ પણ આવ કહિ બહુ આશ જણાવે;
કાજ તમારે પ્રાર્થના કરે, કે ઇસુ બચાવે.
૫ માફ થયે નહિ મોત પછી, ન પછી ફરવાનું.
આ જગના દિન અલ્પ ઘણા, એમાં તરવાનું.

## ૨૧. *Dunia men dil.*

દુનિયામાં દિલ નહિ લગાડવું આ જીંદગીનું શું છે ઠેકાણું.

૧ જેમ સ્વપ્નામાં માલ ખજાનો પામી મોઝથકી ઉડાવો.
૨ જાગૃત થઇ સર્વ વ્યર્થ જણાય છે, સત્ય શાંતિને શોધવાનું થાય છે.
૩ પાપને માટે કરો પસ્તાવો, ઇસુ ત્રાતા પર વિશ્વાસ લાવો.

## ૨૨. *Apna koi nahi hai ji.*

ઇસુ તારણ દાતા છે.

૧ ધન દોલતનો ગર્વ ન કરજે, શીરપર મોત ભમે છે;
એક દિન એવો આવશે તને, વિના બળે ડુબશે.
૨ માણસ વસ્ત્ર થયાં પુરાણાં, ક્યાં લગ સીવે દરજી?
પરદુઃખભંજન કોઈ ન મળ્યો, જે મળ્યો તે ગરજી.
૩ જ્યાં લગ તેલ રહે માંય બત્તી ઝગમગ ઝગમગ બળે.
બળી ગયું તેલ,હોલાઇ ગઇ બત્તી, લઇજા લઇજા બોલે.
૪ ગોઠે તેવી કરે યુક્તિ, આપે કોઇ નહિ તરશે
ઇસુ મફત દે છે મુક્તિ, તે તને માફ કરશે.

## ૨૩. *Isu paye lagun.*

ઇસુ પાયે લાગું નામ મારૂં લખી લેજે જી.

૧ જગ અંધારૂં, વાટ નહિ સુઝે મજને તું દોરી લેજે જી.
૨ આત્મિક નિદ્રા દૂર કરીને, પ્રભુને મન સોંપી દેજે જી.
૩ શેતાન નાશ કરવાને ફરે છે, ઇસુને શરણે રહેજે જી.
૪ મુક્તિદાન હાલ ઇસુ ધરે છે, આવીને પામી લેજે જી.

## ૨૪. *Avyo chhun He Trata Dev.*

આવ્યો છું, હે ત્રાતા દેવ, જીવન મુક્તિને વાસ્તે.
મારે બદલે ખ્રિસ્ત મુઓ છે, મજ શાંતિને વાસ્તે.

૧ પાપનો પશ્ચાતાપ કરીને આવું તારી પાસ, પ્રભુ.
દે ક્ષમા, હે મારા ત્રાતા, મજ અપરાધને વાસ્તે.
૨ તારા પુત્ર પર છે વિશ્વાસ, રક્તપર આધાર છે.
વહ્યું છે તારૂં લોહી મારા છુટકાને વાસ્તે.
૩ જે તું કહે તે હું કરીશ; તું મારૂં તન મન લે, પ્રભુ;
મનમાં શુદ્ધ તું મને કરશે તારા કામને વાસ્તે.
૪ તારી પાછળ હું ચાલીશ, વાટ તું મને દેખાડજે;
દુઃખ વેઠી લડતો રહું લોકના તારણ વાસ્તે.

## ૨૫. *Man bhajo Isune chitathi.*

મનથી, દિલથી, ચિત્તથી, મન ભજો ઇસુને ચિત્તથી, તે તમને બચાવશે નર્કથી.

૧ દુઃખ સુખ બન્ને તેના હાથમાં, તે તમને બચાવશે વિપતથી.
૨ તમને પાપમાં ડુબેલા જોઇ તે બચાવવા આવ્યો સ્વર્ગથી.
૩ તેને મન સોંપોરે પાપી, ને જુદા થાઓ રે જગતથી.
૪ આવકાર તમારો ઇસુજી કરશે, માગી માગો વિશ્વાસથી.

## २६. *Tune:—Karta hun Tujse iltija.*

કરૂં છું પ્રાર્થના તારી, ઈસુ ત્રાતા, વિનંતી સુણ;
તું મારે કાજ ચસ્ત થયો, ઈસુ ત્રાતા, વિનંતિ સુણ.

૧ તારા વિના અવર કોણ હોય, જે માફ કરે મારા અપરાધ?
રે માફ કર મારી ખત્તા, ઈસુ ત્રાતા વિનંતી સુણ,
૨ પાપ તજી હું આવું છું, જાણી તું કરશે અંગીકાર
આ પાપરૂપ બોજ ઉતારજે તું. ઈસુ ત્રાતા વિનંતી સુણ.
૩ તું મારાં પાપનો નાશ કરી, દે છે મને પુરો છુટકો;
રે ધન છે તારા નામને, ઈસુ ત્રાતાને ધન્ય હો!

## ૨૭. *Jena ghare jhulta hathi.*

૧ જેના ઘરે ઝુલતા હાથી, હજારો લાખ હતા સાથી
તેઓને ખાઈ ગઇ માટી, તું ખુશ થઇ નિદ્રા કેમ લે છે?
૨ નગારૂં કૂચનું વાગે, કે વાજું મોતનું વાગે,
જેમ શ્રાવણ મેઘલાં ગાજે, તું ખુશ થઈ નિદ્રા કેમ લે છે?
૩ જેના ઘરે પાલખી ઘોડા, જરી જર ચમકતા જોડા,
તેઓને હાલ મોતે તોડ્યા, તું ખુશ થઇ નિદ્રા કેમ લે છે?
૪ હમણાં જાગીને ઉઠ, પાપી, ઈસુના હાથથી લે માફી.
તને તારવા તે છે સાથી, તું ખુશ થઇ નિદ્રા કેમ લે છે?

## ૨૮ *Palaka nahi visaru Isu Nam.*

પલક નહિ વિસરૂં ઇસુ નામ.

૧ જગકર્ત્તા છે તારણદાતા, ઇસુ છે તેનું નામ. પલક૦
૨ સાગર સમાના પાપ ઘણાં છે, પળ ગયે મળે નહિ ઠામ.
૩ ઇસુને રટજો ભવજળ તરવા, મળશે અવિચળ ધામ.
૪ અખંડ નાવ સદગુરૂ ઇસુનું, વિશ્વાસથી ધરો હામ.
૫ કહે મોક્ષવાદી, સુણો રે પાપી, તજો સેતાનનાં કામ.

## ૨૯. *Nash nash re thayo pralaya Pratapthi.*

નાશ નાશરે થયો પ્રલય પ્રતાપથી.

૧ દેવે દીઠું જગતમાં ખોટું, દુઃખ લાગ્યો પાણીનું મોટું રે.
૨ લોક ફરે ને મોજ ઘણી માણે, વાત દેવની કોઈ ન જાણે રે.
૩ બધુ સાચું ને સત્યજ ગયું. કેવળ નુહનું કુટુંબ રહ્યું રે.
૪ નુહ ન્યાયનો ઉપદેશ આપે, મન ફેરવે નહિ તે પાપી રે.
૫ નુહે વહાણ બનાવ્યું બહુ મોટું, લોક જુએ ને લાગે ખોટું રે.
૬ આપ મતે તો ધંધો ચલાવે, વાત મનમાં કોઈ ન લાવે રે.
૭ હદ મુકીને પાણી ચાલ્યું, દેવે પોતાનું વચન પાળ્યું રે.
૮ કોઈ ઘરે ચડે ને કોઈ પહાડે, કોઈ ટેકરે ચઢેને કોઇ ઝાડે રે.
૯ આપી પાપીઓને શિક્ષા ભારી, તેના ભકતોને લીધા ઉગારી.

## ૩૦. *Manas dhul chhe.*

૧ માણુસ ધૂળ છે, ઘાસનું ફુલ છે, જલદી તે કરમાએ છે,
આજ તે આવે, કાલ તે જાએ, ફુલના જેવું મરે છે.
૨ જેમ અમીરને, તેમ ફકીરને, બેઉને મરણ લઇ જશે
જબરા, નબળા જે જે હોય, બેઉને પાડી દેશે તે.
૩ જાગો જાગો, ઓ પાપીઓ, નરકથી નહી બીશો શું!
પાપ છોડીને ખ્રિસ્ત પાસ આવો, માફી પામી શકો છો.
૪ હાલેલુયા ! હાલેલુયા ! મને મુક્તિ મળી છે;
પાપી ધૂળ છે ઘાસનું ફુલ છે, અનંત જીવન મારૂં છે.

## ૩૧. *Prabhu nam japvanun.*

પ્રભુ નામ જપવાનું કેમ છોડી દીધું ? ઇસુ નામ રતન કેમ તજી દીધું ?

૧ ક્રોધ ન છોડયો, જુઠ ન છોડયું, સત્ય વચન કેમ છોડી દીધું?
૨ કોડીને તો ખુબ સંભાળી, લાલ રતન કેમ છોડી દીધું?
૩ જેના સ્મરણથી અતિ સુખ મળે તેનું સ્મરણ કેમ છોડી દીધું?
૪ પ્રભુ ઇસુ ખ્રીસ્તને ભરોસે, તન મન કેમ ન સોંપી દીધું?
૫ પ્રેમથી ઇસુ તમને બોલાવે, જેણે તારવા પ્રાણ દીધો.

## ૩૨. *Das Kumvari thaine.*

૧ દશ કુંવારી થઇને વરને મળવા ગઇ;
પોતાની મસાલો લઇને વરને મળવા ગઇ.
૨ પાંચ બુદ્ધિ પામી પણ પાંચ મુર્ખી રહી;
બુદ્ધિવંતી મુર્ખી સાથે વરને મળવા ગઇ.

૩ મુર્ખીઓએ લઈ મસાલો, તેલને લીધું નહિ;
તેલ સાથે લાવવું એટલી એમની બુદ્ધિ નહિ.
૪ વરને વાર લાગી એટલે બધી ઝોકાં ખાઈ;
બુદ્ધિવંતી મુર્ખીઓની સાથે ઉંધી ગઈ.
૫ અરધી રાત ગઈ એટલે મોટી બુમ થઈ;
બુદ્ધિવંતી મુર્ખી ઉઠી વરને મળવા ગઈ.
૬ ત્યારે મુર્ખીઓએ કહ્યું, તેલ આપજો, બાઈ,
કેમકે અમારી મસાલો બધી હોલવાઇ ગઇ.
૭ બુદ્ધિવંતી કહે અમને સૌને બસ નહિ થાય;
વેપારીને ત્યાં જઇને તેલ લાવજો, બાઇ.
૮ તેલ લેવા ગઇ એટલામાં વેળા વિતી ગઇ,
બુદ્ધિવંતી વરની સાથે મિજબાનીમાં ગઈ.
૯ બારણું બંધ થયું એટલે મુર્ખીઓ આવી;
બોલી, પ્રભુ, તું ઉઘાડ ને આવવા દેજે મહીં.
૧૦ વરે ઉત્તર આપ્યો કે, હવે બારણું ન ખોલાય;
હમણાં મુક્તિ પામવાની વેળા વિતી ગઈ.

## ૩૩. *Marvano din chhe pase.*

રાગઃ—तौबा गुनाहसों, पापी.

૧ મરવાનો દિન છે પાસે, તમારો ઇનસાફ થાશે;
જે મુક્તિ પામવા આવશે, લાગ હમણાંજ તેને ફાવશે.
૨ શેતાન જોર કરે છે, નાશ કરવા તે ફરે છે;
મુક્તિદાન ખ્રીસ્ત ધરે છે, જોઇએ તો હાલ લેવાશે.

૩ ઇસુ બોલાવે તમને, જેણે બચાવ્યા અમને;
જે તેની ભણી ફરશે, તેઓને તે બચાવશે.
૪ આવશે ઇસુ ફરીથી, આખા સંસારને જીતી;
પાપીઓ કાંપશે બીકથી, તેમનો ઇનસાફ કરાશે.
૫ કરો પાપનો પસ્તાવો, ઇસુપર વિશ્વાસ લાવો;
સત્ય સીપાઈ થાઓ; મુક્તિનો માર્ગ આ છે.

## ૩૪. *Prabhu Isu, dayawant.*

પ્રભુ ઇસુ, દયાવંત, તેથી જીવન છે અનંત;
તે પર વિશ્વાસ જે લાવે, તે જન મુક્તિદાન પામે.

૧ કોની પાસે પાપી જન, પામે મોટું મુક્તિધન?
કોણ મટાડે મનનું દુઃખ? કોણ પમાડે મનને સુખ?
૨ પ્રભુ ઇસુ પ્રીતિથી આપે છે પાપની માફી;
તે મટાડશે મનનું દુઃખ, તે પમાડશે મનને સુખ.
૩ પ્રભુ ઇસુ, તારા પર આશા રાખું છું જીવન ભર;
મને તેં કીધો છે માફ, મન મારૂં કીધું છે સાફ.

## ૩૫. *Buddhi shikho.*

૧ બુદ્ધિ શીખો, વહાલા ભાઇઓ, વિલંબ તમે કેમ કરો?
આજનો સમય મુલવાન ગણો, કાલનો વાયદો ન રાખો.
૨ કરો પાપીઓ પસ્તાવો, કરો આજ જે જીવતા છો;
મોત છે પાસે નિશ્ચે જાણો, કાલનો વાયદો ન રાખો.
૩ આજ તો છે તમારા શ્વાસો, આજ ઇસુની ગમ ફરો;
જ્યાં લગ શ્વાસો ત્યાં લગ આશા, કાલનો વાયદો ન રાખો.

## ૩૬. *Papino Tarnar chhe Prabhu Isu.*

બોલો હાલેલુયા! ઈસુ તારે છે! બોલો હાલેલુયા!

૧ પાપીનો તારનાર છે પ્રભુ ઈસુ,
કરો તેની ભક્તિ કે જાણો તેની શક્તિ. હાલેલુયા!
૨ ખરી શાંતિ દે છે પ્રભુ ઈસુ,
મનમાં આવ્યો કે જતો રહ્યો સંદેહ. હાલેલુયા!
૩ આખા જગ કાજ મુઓ પ્રભુ ઈસુ,
કબરમાંથી ઉઠયો તારવાને માટે. હાલેલુયા!
૪ આવીને માનો હાલ પ્રભુ ઈસુ,
કદી નહી પસ્તાશો, બિલકુલ બચી જાશો. હાલેલુયા!
૫ રાજા આપણો છે પ્રભુ ઈસુ.
તેની ફોજમાં આવો, બીજાને બોલાવો. હાલેલુયા!

## ૩૭. *Jai Jai! Prabhu Isu.*

જય જય, પ્રભુ ઈસુ, જય પ્રભુ ઈસુ!
મારે લીધે તું મુઓ છે, પ્રિય પ્રભુ ઈસુ.

૧ મારાં ઘણાં પાપને લીધે તારૂં લોહી વહ્યું;
પાપની માફી માગી તારી પાસે આવું છું.
૨ તને ભજી પાપને તજી તન મન સોંપું;
મારા મરણ સુધી તારૂં માનીશ, હે પ્રભુ.
૩ તારી પ્રીતિ મને જીતી નદી જેવી વહે છે;
શક્તિ, સુખ ને શાંતિ મને ઈસુ આપે છે.

## ૩૮. *Gethsemaneman avyo re.*

પરસેવો તારો લોહી જેવો થઇ ગયો રે, લોહી થઈ ગયો રે, ભીંજાઈ ગયો રે.

૧ ગેથસેમાનીમાં આવ્યો રે, શિષ્યોને સાથે લાવ્યો રે;
તમે હીંઆં જરા બેસો, સેવામાં લાગુ રહેશો.
૨ એકાંતે પ્રાર્થના કીધી રે, પાપીની પીડા લીધી રે;
ગુરૂ ખેદિત ઘણો થયો, પરસેવો લોહી થયો.
૩ શિષ્યોની પાસે આવ્યો રે, વ્યાકુળ મનમાં થયો રે;
તમે જાગો મારા ચેલા, હવે શત્રુ આવ્યા પેલા.
૪ એવામાં ચોર આવ્યો રે, સીપાઇઓ સાથે લાવ્યો રે;
હું ચુંબન જેને કરૂં, તે જાણો ઈસુ ગુરૂ.
૫ ઇસુને પકડી લીધો રે, બહુ જુલમ તેપર કીધો રે!
હા; દુઃખ હતું બહુ ભારી, ઇસુને થપડ મારી.
૬ છેલ્લી સ્થંભપર વાણીરે, પોકારે ધાંટો તાણી રે;
"હે આકાશમાંના બાપ, માફ કરજે સૌનાં પાપ."

## ૩૯. *Isu jag no chhe Tarnaro.*

ઇસુ જગનો છે તારનારો તેની ગમ કરો રે!

૧ દેવ નહી પુછે જાત તમારી, બોલે છે, શું ચાલ છે સારી?
પાપનો બોજો જે છે ભારી તે મટાડશે રે.
૨ પાપથી જેટલા છે લાદેલા, મનમાં ઘણું દુઃખ પામેલા,
કષ્ટિત તથા શોક ભરેલા, જલદી આવો રે.
૩ પાપની ઉંઘથી તમે જાગો, નર્કના દંડથી વહેલા ભાગો;
માફી તરત ઇસુથી માગો, મુક્તિ પામો રે!

## ૪૦. *Papino Mitra Kon?*

૧ પાપીનો મિત્ર કોણ? પાપીનો મિત્ર કોણ?
પાપીનો મિત્ર કોણ કહેવાય? ઇસુ ખ્રીસ્ત, મુક્તિ દાતા.
૨ નિષ્કલંક દેવ કહેવાય, મહિમાવંત જગતરાય,
પાપીનો પ્રાણનાથ રે, ઇસુ ખ્રીસ્ત મુક્તિદાતા.
૩ કષ્ટ કરનાર પાપીઓ, શ્રમ કરનાર સાથીઓ,
પાપીને કાજે તે મુઓ, ઇસુ ખ્રીસ્ત મુક્તિદાતા.
૪ વધેલ વૃક્ષ નહિ નમાય, વામાં લાય નહિ હોલાય,
મોત પછી મુક્તિ નહિ થાય, શિવાય ખ્રીસ્ત મુક્તિદાતા.

## ૪૧. *Maha anand apanane thai chhe jo.*

रागः—"महा कोप थयो ते कळी काळमां जो."

મહા આનંદ આપણને થાય છે જો, પ્રભુ ઇસુ તણા લોહીથી સફાઇ છે જો—મહા.

૧ પુરી પ્રિતમાં જે માણસ જાય છે જો;
તેનાં પાપો કૃપાએ ધોવાય છે જો—મહા.
૨ તેની વાણી મધુરી સંભળાઇ છે જો
આવો દુઃખી, આનંદ પુરો અહીં છે જો—મહા.
૩ ઝરો પુરો હિઆં ઉભરાઇ છે જો;
તે તો ઇસુ જગતનો રાય છે જો—મહા.
૪ સર્વ સંકટમાં તેની સહાય છે જો;
તેની શક્તિથી શત્રુ સંતાય છે જો—મહા.

## ४२. *He Dev Yahovah amara Dhani.*

तोटक छंद.

૧ હે દેવ યહોવાહ, અમારા ધણી,
જગ તારણની તને હોંસ ઘણી.
૨ તું લાયક છે હું ધન્ય કહું;
તુંજ ચરણમાં હું નિત્ય રહું.
૩ અર્પ્યો અમને તેં પ્રિત કરી,
તુજ પુત્ર આવ્યો અહિં દેહ ધરી.
૪ થયો માનવ આપો આપ ધણી,
તેણે શત્રુની મહાશક્તિ હણી.
૫ હતો દંડ અમારે શિર ઘણો,
અને ત્રાસ અતિશે શત્રુતણો.
૬ પણ આવી દંડ ભર્યો પોતે,
તુજ પ્રિત થકી આલમ છૂટે.
૭ કહું પ્રિત તણા ભંડાર તને,
તૂજ ચરણમાં, ધણી, રાખ મને.

## ४३. *Khrist Khadak ane gadh Killo.*

रागः—कर सज्जन खरी तैयारी.

ખ્રીસ્ત ખડક અને ગઢ કિલ્લો માનવ સારૂ ઠરાવેલો.

૧ છે સૌનો તે સુખદાતા, અને સંતતણો તે ત્રાતા.
ખરો પ્રેમી, વળી રહેમી, દયાએ ભરેલો. ખ્રીસ્ત૦

૨ સહુ આશ્રો લે છે તેમાં, નથી કલંક લગારે જેમાં,
ખરૂં હું કહું, બચે છે સહુ, આ યુદ્ધે સજ્જેલો. ખ્રીસ્ત૰
૩ છે પાળક તે તો સહુનો, પળે પળે સંભાળી લેતો
પ્રભુ પ્યારો, ખરો તારો, ઇસુજી પેલો. ખ્રીસ્ત૰
૪ જે આશ્રો તેનો લે છે, તે સહિસલામત રહે છે.
નથી દુઃખમાં, સદા સુખમાં, ઇસુનો ચેલો. ખ્રીસ્ત૰

## ૪૪. *Avo, avone Isu Rai.*

रागः—" सखि पडवाना प्रथम गुण गाउं तारा रे."

૧ આવો આવોને ઇસુ રાય દાસ છું તારો રે;
કૃપા કરીને વ્હાલા ટાળ દોષજ મારો રે.
૨ નથી સારૂં મારામાં કાંઇ વ્હાલા મારા રે;
પણ પ્રિતે કરી લે દાસ, નાથ અમારા રે.
૩ રહેમ કીધી અમારા પર જગતના તારા રે;
બાળી દિધા પલકની માંહે પાપના ભારા રે.
૪ તને ધન્ય છે તારનાર દેવ મહોબત વાળા રે;
તારી પ્રીતિ વહે છે રોજ દિન દયાળા રે.

## ૪૫. *Jenun maf thaiyun chhe pap.*

रागः—" सखी पडवाना पंथमां चालोरे."

૧ જેનુ માફ થયું છે પાપ રે, વળી દૂર થયા જેના શ્રાપ રે;
જેને પ્રેમે મળ્યો અમાપ, પ્રભુની કૃપા તે પામ્યો રે.

૨ જેણે રાખ્યો તેનો વિશ્વાસ રે તે તો થશે નહિ નિરાશ રે;
જેને સદા પ્રભુની આશ, પ્રભુની કૃપા તે પામ્યો રે.
૩ જેનું મનડું પ્રભુને ગમતું રે, દયા ધર્મમાં રહેતું રમતું રે;
અને ઇસુ ચરણમાં નમતું, પ્રભુની કૃપા તે પામ્યો રે.
૪ જેણે પીધો છે પ્રિતનો પ્યાલો રે, તેનો ફેરો પડે નહિ ઠાલો રે;
એવો માણસ પ્રભુને વ્હાલો, પ્રભુની કૃપા તે પામ્યો રે.

## ૪૬. *Sambhal prarthna mari.*

रागः—"सदोम गमोरा देशरे मारा."

સાંભળ પ્રાર્થના મારી, નમું આ વારી ઈશ્વર મારા રે.
હું નમું આ વારી, તારો આભારી, એઉં હું ધારી ઈશ્વર મારા રે.

૧ સાંભળ મારી પ્રાર્થના, પ્રભુ, સાંભળ મારી વાણ,
તારે પરાક્રમે તારજે મને, સૌનાં ઉડે છે બાણ,
લેજે ધ્યાનમાં ધારી, વાત અમારી, આશા છે તારી—ઇશ્વર.
૨ આકાશ કરતાં તું ઊંચો છે, મહિમા તારો અપાર,
માનવપુત્રો તને નમે છે, દુનિયાના દાતાર,
તું કરને તૈયારી, આ યુદ્ધ ધારી, સૌ જયકારી—ઇશ્વર.
૩ સહાય કરનાર, પ્રાણનો આધાર, પ્રભુજી મારો તું;
રાજી ખુશીથી યજ્ઞ હું અર્પિશ, ચરણે નમીને રે હું.
ન મુકું વિસારી, સદા આભારી પ્રિતિનો તારી—ઇશ્વર.
૪ આનંદ કરીશ તારા તારણમાં, મનડું મારૂં હરખાઈ;
વૈભવથી ભરેલા દેશો, ગાયન વીણાથી ગવાઇ
વાગે વીણાઓ સારી, પ્રભુને પ્યારી, મન હરનારી—ઇશ્વર.

## ૪૭. *Avo, Teni pase papni mafi pami lo.*

આવો તેની પાસે પાપની માફી પામી લો; તેનું નામ છે નકલંક ઈસુ.

૧ આવો તેની પાસે પાપની માફી પામી લો,
તેનું નામ છે નકલંક ઇસુ.
તેણે આપણે કાજ પોતાનું લોહી વહેવડાવ્યું,
કે આપણાં પાપ ધોવાય, ને મનમાં શાંતિ થાય
ને સ્વર્ગમાં જવાય આવો૦

૨ જગને તારવા માટે, જુઓ, આવ્યો સ્વર્ગી રાય,
લોકને તારવા લીધો છે અવતાર.
તેના પ્રકાશે ખસી જશે અંધકાર.
લીધું છે ઇસુ નામ, ને કીધાં અદ્ભૂત કામ,
ને જીતશે જગ તમામ. આવો૦

૩ હું તો તેની પાસે લાચાર થઇને આવ્યો,
તેણે કીધો મારો અંગીકાર.
તત્કાળ લઇ લીધો મારાં સર્વ પાપનો ભાર;
મળ્યું છે મુક્તિદાન, નહિ રહ્યું પાપ નિશાન,
હારી ગયો શેતાન, આવો૦

## ૪૮. *Chalo bhaiyo Khrist jova jaiye.*

ચાલો, ભાઇઓ ખ્રીસ્ત જોવા જઇએ, વહાલાજીના ચરણમાં રહીએ.

૧ જુઓ તેની પ્રિત કેવી પુરી! મનમાંથી કાઢે ટેવો બુરી,
પ્રભુ પ્રિત પૂરામાં પૂરી. ચાલો૦

૨ તમે કષ્ટ કરનારા આવો, તમારો ભારે બોજો લાવો,
ખરો આરામ લઇ સુખી થાઓ. ચાલો૦
૩ આહા! કેવું મીઠું વચન તેનું, તારણુ થશે માગે માફી એનું,
ચોટયું મન ઈસુ તરફ જેનું. ચાલો૦

## ૪૯. *Mane papni buddhiye.*

ભુજંગી છંદ.

૧ મને પાપની બુદ્ધિએ ઘેર્યો જ્યારે,
ગયો પિતા પાસે, માગ્યો ભાગ ત્યારે,
કહ્યું, ઓ પિતા, આપજો ભાગ મારો,
હવે હું થયો જાણીતો તન તમારો.

૨ સુણી વાકય મારૂં લાગ્યું દુઃખ ભારી,
આપી દુઃખની સાથ તો પુંજી મારી;
ગયો દેશ પરદેશમાં હું નઠારો,
હવે હું થયો જાણીતો તન તમારો.

૩ કુકર્મે ખરચ્યું બધું ધન સારૂં,
કુમિત્ર મળ્યાથી બુડયું ભાગ્ય મારૂં;
થયા સર્વ શત્રુ, ઉઠયો દિન મારો,
હવે હું થયો જાણીતો તન તમારો.

૪ અરે દુઃખના ડુંગરોમાં દટાયો,
ખરા સુખના લાભને મેં ગુમાવ્યો;
થયો ભુંડચારૂ, બાંધ્યો દુઃખ ભારો,
હવે હું થયો જાણીતો તન તમારો.

## ૫૦. *Are papiyo Devne malva mate.*

राग:—मन पोपटडा पांजरियुं मलीने पंथ पधारजो.

ટેક:—અરે પાપીઓ દેવને મળવા માટે કરો તૈયારી.

૧ રે પાપમાં નિદ્રા લેશો મા, ને નાશની વાટમાં રહેશો મા,
રે દુષ્ટની સંગમાં બેસશો મા, અરે પાપીઓ.

૨ અશુદ્ધતા થકી થજો દૂર, જુઠાઇનો ત્યાગ કરજો જરૂર
પામો સાફ મન પ્રીતે ભરપુર, અરે પાપીઓ.

૩ મન જે કંઇથી દોષિત ઠરે, જે વિશે મનમાં શક પડે
સર્વને તજો વિશ્વાસ વડે. અરે પાપીઓ.

૪ ઇસુની પાસે આવો હાલ, તે આપે છે આત્મિક અજવાળ,
માફી આપશે, તે છે દયાળ. અરે પાપીઓ.

૫ ઇસુને સોંપો તન ને મન, માનો તેનાં સઘળાં વચન.
તે પાપનાં તોડે છે બંધન, અરે પાપીઓ.

## ૫૧ *Tarvane Shaktivan.*

ઈસુ છે તારવાને શક્તિવાન.

૧ પાપથી તારવા આવ્યો છે ઇસુ, એ માટે દિધો છે પ્રાણ.
૨ તન મન સોંપી મનથી માગું છું, જળ વિના તરસ્યા સમાન
૩ તારા વચન પર હાલ છે ભરોસો, પ્રાર્થના પર ધરજે કાન.
૪ શુદ્ધ કરે છે, હાલ, તારૂં લોહી, મળે છે પુર્ણ ત્રાણ.

## ૫૨. *Prabhu, mane Mukti vishe.*

रागः—गुरु माझा निर्लोभी ख्रिस्त हा जाण.

પ્રભુ, મને મુક્તિ વિષે પ્રકાશ દે જે.

૧ શોધ કરૂં છું મુક્તિ માર્ગ માટે, આંખે મારી નહિ સુઝે.
૨ સુખ કે શાંતિ તુજ વિના નથી, પાપથી દુઃખ ચાલુ રહે.
૩ મુક્તિનો દાતા તું એકલો છે, બીજે રે કયાંથી મળે!
૪ હું પાપ તજીને આવું તુજ કને, તારાપર વિશ્વાસ છે.
૫ તું મને આપે છે પાપની માફી, પાપ મારાં દૂર કરીને.

## ૫૩. *Avo re Sathio.*

આવો રે, સાથીઓ, પ્રાર્થનાનો વખત છે; ભક્તિ થકી શક્તિ મળે; ઈસુ દેશે.

૧ જીવનની નદીઓ ઇસુમાંથી વહે છે;
તેનું પાણી પીએ તેની તરસ મટે છે.
૨ જીવનની રોટલી આકાશમાંથી આવી છે;
તેને ખાયે ભૂખ ભાગે, મન ધરાશે.
૩ હે પ્રભુ ઇસુ, તારા જેવો કરજે;
પાપ થકી છોડાવીને નવો જન્મ દે.
૪ કરો દેવની સ્તુતિ! મને મળી મુક્તિ;
મારા ખ્રીસ્તે તેના રકતે તાર્યો પાપથી.

## ૫૪. *Bhaio Mukti Pamilone.*

ભાઇઓ, મુક્તિ પામી લોને, ઠીક થાય છે !
ઠીક થાય છે મનડું શુદ્ધ થાય છે. ભાઇઓ૦

૧ મનની વાતો પ્રભુ જાણે, છાનું રહેશે નહિ;
ધાબા ઉપર પ્રગટ થશે, વાત ઇસુએ કહી.
૨ પસ્તાઇને પાસે આવો, વિલંબ કરશો નહિ;
મરણ આવી ઝડપી લેશે, વાયદો માનશે નહિ.

## ૫૫. *Bhaio, Swargethi Khrist Rai.*

राग:—घोळ. ' भमरा पहेलो वधावो '

ભાઇઓ, સ્વર્ગથી ખ્રીસ્ત રાય પધારિયો
છોડી આકાશી રાજ, આપણ પાપીને કાજ;
તારણ દેવાને માટે ઇસુ આવિયો.

૧ પ્રભુ પુત્ર છતાં નહિ કોઇએ ઓળખ્યો,
ઉલટું મૂકીને આળ, તેને વાડી મોઝાર,
પ્રાર્થના કરતાં જે વાર, તેને ઝાલિયો.
૨ નિર્દોષ છતાં ચોર તરીકે બાંધિયો,
ભાલા અને તરવાર, માર્યો કોરડાનો માર,
વહે રૂધીરની ધાર, તેના અંગથી.

## ૫૬. *Isuni musibat.*

૧ ઇસુની મુસીબત જે વાર તમને સંભળાવું
આંખોમાંથી હું આંસુ રે કેમ ન વહેવડાવું !

૨ તેઓ તેના પર થુંક્યા ને ઠઠ્ઠામાં ઉડાવ્યો,
ને પછી કોરડા મારી તેને થંભે જડાવ્યો.
૩ લોખંડની મેખો મારી ને હાથ પાગોને ફોડયા,
ને થંભને ઝટકા દઇને તેના સાંધાને તોડયા.
૪ હાય હાય ! ગજબની વાત છે કે દોષ હતો અમારો
પણ માર્યો ગયો ઇસુ જે દેવનો દિકરો પ્યારો !

## ૫૭. *Isu avyare, pruthvi upar.*

૧ ઇસુ આવ્યારે પૃથ્વિ ઉપર પાપ મૂકાવવા,
૨ પાપ મૂકોરે જગતના લોકો સેતાન થકી છુટવા !
૩ માફી પામોરે પ્રભુ ઇસુની પાસે પરમ સુખ પામવા.
૪ આનંદ કરજોરે મુક્તિફોજની માંય ઇસુમાં હરખાવા.

## ૫૮. *Jagatrata, Taranadata.*

જગત્રાતા તારણ દાતા ઇસુ તારે છે રે   જગત્રાતા તારણ દાતા ઇસુ તારે છે.

૧ ઉંચા નીચા, નાના મોટા, ભલા ભુંડા, ખરા ખોટા,
તે ભરે છે સૌના ટોટા; ઇસુ તારે છે.
૨ તે છે જગનું આદિકારણ, તે છે મારો તરણુતારણ;
તે લઇ લે છે પાપનું ભારણ; ઇસુ તારે છે.
૩ બધા પાપીઓને માટે, તારણ કર્યું થંભને વાટે,
મુઓ તે અમારે સાટે; ઇસુ તારે છે.
૪ આવો મારી ગમ તે કહે છે; મારી હાલત તે જુએ છે;
પાપનાં કલંક તે ધુએ છે; ઇસુ તારે છે.

## ૫૯. *Jaga, Deha, Setan.*

૧ જગ, દેહ, સેતાન, ત્રણ મોટા દુશ્મન;
લુંટી લેવા ચાય છે, તન, મન, ધન.
૨ સેતાનની સૌ સેના આત્માને ઘેરે છે;
જનને જીતી લેવા નિત્ય ફરે છે.
૩ તેનાથી છોડાવવા આવ્યો દેવ સ્વર્ગથી;
ઇસુના લોહીથી મળે છે મુક્તિ.
૪ ખોળો મુક્તિ દાનને પસ્તાવાના માર્ગે;
તજો સર્વ પાપને અર્પણ થઇને.

## ૬૦. *Jivanno Jharo.*

૧ જીવનનો ઝરો છે પ્રભુ ઇસુ;
તેમાં છે જીવનનું જળ, ઝરો છે પ્રભુ ઇસુ.
૨ ન્યાયનો સુરજ છે પ્રભુ ઇસુ;
આપે છે તે અજવાળ, સુરજ છે પ્રભુ ઇસુ.
૩ જીવનનું વૃક્ષ છે પ્રભુ ઇસુ;
મુક્તિ છે તેનું ફળ; વૃક્ષ છે પ્રભુ ઇસુ.
૪ હૃદયનો રાજા છે પ્રભુ ઇસુ;
શાંતિનો છે સરદાર; રાજા છે પ્રભુ ઇસુ.
૫ પાપીનો તારનાર છે પ્રભુ ઇસુ;
મને તારે છે હાલ; તારનાર છે પ્રભુ ઇસુ.

## ૬૧. *Kholi lo re, Kholi lo.*

ખોળી લો રે, (૨) સૌ ખરા પ્રભુને ખોળી લો૦
તમે આત્મિક હથિયાર વ્હોરી લો
તમે ખરા પ્રભુને ખોળી લો૦

૧ ખરા દેવની ભક્તિ કરતાં, પરિક્ષણ આવશે બહુ,
વિશ્વાસ રાખી સહન કરતાં, ખસી જશે સહુ.
૨ શાસ્ત્ર હથિયાર આપણું, તે વાંચોને રોજ,
પસ્તાવો કરો પાપનો, હલકો થાશે બોજ.
૩ સૌને માટે ઝરો વ્હે છે, ઈસુનું રૂધીર;
તેમાં નાહી શુદ્ધ થાઓ, શુરા શુરવીર.

## ૬૨. *Mitro tanun avyun re.*

૧ મિત્રો, ટાણું આવ્યું રે ભવજળ તરવાનું.
મોંઘા મનુષ્યનો વારો ભવજળ ઉતરવા આરો;
ડાહ્યા દિલમાં વિચારો પ્રભુને સેવીએ.
૨ મિત્રો, આ રે ચોઘડીયું અમૃત લાભનું;
બીજું ન મળે એવું વીજના ઝબકારા જેવું.
સતનામ પારખીને લેવું, પ્રભુને સેવીએ.
૩ મિત્રો કર્તા ધણીની સેવા કીજીએ;
પાપ પહેલાનાં ટળવા, ઇસુ સંઘાતે ફરવા,
ભેગા સ્વર્ગમાં મળવા પ્રભુને સેવીએ.

## ૬૩. *Re dhanya tene. ( Psa. 1 )*

રે ધન્ય તેને—તે છે સુખી અતિ,
જે દુષ્ટોની સલાહમાં ચાલતો નથી.

૧ તે પાપીના રસ્તામાં થંભતો નથી,
અને નિંદકના આસનમાં બેસતો નથી.
૨ યહોવાહના નિયમમાં તે હરખાય છે,
ને રાત દિવસ તેનો તે વિચાર કરે;
૩ જેમ જળ કને ઝાડ સદા લીલું દેખાય,
તેમ તે ફળવાન થશે તે નહિ ચિમળાય.
૪ જે કંઈ કામ તે કરશે તે થશે સફળ,
ને આશિષ પમાડવા તે થશે સબળ.

## ૬૪. *Tara vina nahi koi Taranharo.*

તારા વિના નથી કોઈ તારણહારો, પ્રભુજી.
તું એકલો છે સર્વનો તારણહારો, પ્રભુજી,

૧ તને મૂકી ભટકે છે સર્વ સંસારા, પ્રભુજી.
પણ તુંમાંથી વહે છે જીવનધારા, પ્રભુજી.
૨ તેં માફ કીધાં છે સર્વ પાપ અમારાં, પ્રભુજી.
તારાં વચન છે સર્વ સત્ય સારાં, પ્રભુજી.
૩ તું બોલાવે છે સર્વ કષ્ટ કરનારા, પ્રભુજી.
ને ઉતારે છે તેમના સર્વ ભારા. પ્રભુજી.

## ૬૫. *Tun to Isu bhaji lene.*

તું તો ઇસુ ભજી લેને પળમાં, તારૂં જાય છે જુવાનીનું જોર;
અવસર આવો નહિ મળે.

૧ ચિત્તમાં ચેતી લેને તું પ્રાણીયા, વ્હેલો થઈ જાને તૈયાર.
૨ તેં તો જીવન ગાળ્યું પાપમાં, ભૂલી જઇને કિર્ત્તાર.
૩ આવી જાને તું તો ઇસુની કને, તારો થશે તેનાથી ઉદ્ધાર.

## ૬૬. *Vesh badle shun thayun.*

વેષ બદલે શું થયું? મન બદલવું જોઈએ,
એક બે વાતે નહિ પણ છેક બદલવું જોઈએ.

૧ કુટેવ બદલે રૂડી રીતિ, વેર બદલે સુપ્રીતિ,
લોભ લાલચ દુર કરી, છેક બદલવું જોઇએ.
૨ જૂઠ બદલે સત્ય વાત, ગાળ બદલે આશીર્વાદ,
કપટ બદલે ખરાપણું, છેક બદલવું જોઇએ.
૩ પ્રભુ તમને તારી શકશે, મનનું બદલાણ તે કરશે.
તેનું માનો લાભ તમારે, છેક બદલવું જોઇએ.

## ૬૭. *Satrastanun varnan karun.*

સત રસ્તાનું વર્ણન કરૂં, સન્માર્ગ દેખાડુંજી.
ઇશ્વરની ભક્તિ શી રીતે થાય? રે મન કેમ સુધારૂંજી?

૧ કેવળ જ્ઞાનથી થાય અભિમાન, ને મન ઘણું ફુલેજી;
સાચા મતનો કરૂં અંગીકાર તોય પાપી મન ભુલેજી.
૨ નથી રે ક્રીયા, નથી રે રીતિ, નથી રે સંસ્કારજી;
ભજન કરૂં કે શાસ્ત્ર ભણું, કેવળ ઉપરનો આચારજી.

૩ નહિ મનની કલ્પના, નહિ મનનો જુસ્સો, નહિ મનના વિચારજી;
હર્ખ ચઢે કે રડવું આવે, તોય મનડામાં અંધકારજી.
૪ પ્રકાશને ચાહવો ઇશ્વરને માનવો, ખ્રીસ્તપરનો વિશ્વાસજી;
પ્રિત થકી એ ત્રણ વાત કરો, જેથી નાસી જાય નિશ્વાસજી.

## ૬૮. *Isuni krupa tare chhe.*

ઇસુની કૃપા તારે છે, કેમ કરી વર્ણું રે!

૧ આ કૃપા આકાશમાંથી, જગતપર છે આવી;
પાપી લોકોને તારવાને, આ કૃપા છે એવી.
૨ જે આકાશને છોડીને, આનંદથી દોડીયો;
ને માનવી દેહ ધરીને, તેનો જીવ દઈ દીધો.
૩ પાપની સાંકળો તોડીને, શેતાન પર જય પામ્યો;
ને અતિ દુઃખ સહીને, મને છે બચાવ્યો.
૪ આ તેની અતિ મમતા, બધાને જણાવો;
ઇસુની મહા મોટી કૃપા, તમે બધા પામો.

## ૬૯ *Ishvarno Avtar re tarva aviyo.*

ઇશ્વરનો અવતાર રે તારવા આવિયો.

૧ તમોને સંભળાવું રે સારો સમાચાર;
પ્રભુ ઇસુ સૌ પાપીઓને તારશે જો.
૨ વધસ્તંભે ઇસુ સઘળા કાજ મુઓ;
તે તો પાપ તમારાં સૌ લઈ લેશે જો.

૩ હે પૃથ્વિના લોકોરે, સઘળા સાંભળો ।
ઇસુ વિના તો નથી કોઈ તારનાર જો.
૪ મોટા પહાડ સમાન તો હતાં પાપ મારાં
પણ માફ કીધાં છે મારાં પાપ ઇસુએ જો.
૫ ઇસુની પાસે જે પાપી આવે છે,
તેનો તે અંગીકાર નિશ્ચે કરે છે જો.

## ૭૦. *Shanti puran shanti.*

૧ શાંતિ, પુર્ણ શાંતિ, ઇશ્વરની છે મોટી,
સર્વ લોકને માટે ઇસુ વડે.
૨ શાંતિ, પુર્ણ શાંતિ, સર્વ શંકા મટી,
ઇસુમાં રહેવાથી સદા મળશે.
૩ શાંતિ, પુર્ણ શાંતિ, મિત્ર જો વિજોગી,
દિલાસો સંપુર્ણ ઇસુ દેશે.
૪ શાંતિ, પુર્ણ શાંતિ, દૈહિક સુખને તજી
ઇસુ પાયે લાગો, બોજો ટળશે.
૫ શાંતિ, પુર્ણ શાંતિ, મળશે વેળા મરતી,
તમને પુરા જયવાન ઇસુ કરશે.

## ૭૧. *Sun Samruni nari.*

સુણ, સમરૂની નારી, વિનંતી મારી, પાણી પાને તું.
રે વિનંતી મારી, જુએ શું ધારી, થાઉં આભારી, પાણી પાને તું

૧ પાણી પાને, ઉતાવળ કરને. તર્ષ લાગી છે બહુ;
શિષ્યો મારા ખાવા લેવાને શહેરમાં ગયા છે સહુ.

શું ઉભી વિચારી, કરને તૈયારી, ગાગર ભર તારી.

૨ વિચાર કરને તું તારા દિલમાં, બાળા બોલી છે તહીં,
યહુદી સમરૂની લોકોની સાથે વહેવાર રાખે નહી.
હું મનમાં સંતાપું, સાચું કહું, બાપું, પાણી કેમ આપું?

૩ પ્રભુએ ઉત્તર આપતાં કીધું, સાંભળને મારી વાત;
જીવનનું પાણી જાણત તું મુજને, માગત તું સાક્ષાત.
જાણત જીવનનો ત્રાતા, જગતનો કર્તા, મુક્તિનો દાતા.

૪ જાણ્યો હવે તુજને મેં તો! મિથ્યા બકે છે વાત;
અમારો કુવો ઉંડો ઘણો છે, દોરી લોટો નથી સાથ.
કયાંથી આપત તું પાણી? નકામી વાણી, બની છું શાણી.

૫ જે કોઇ પીએ આ પાણીને, તર્ષ કદી ન હોલાય.
જીવનનું પાણી જેને આપીશ હું તર્ષિત તે નવ થાય;
વહેશે જીવનની ધારા, સેવકમાં મારા, સાંભળ તું દારા.

૬ બાળા બોલી નમન કરીને, આનંદી મનમાં થઈ,
તે જળ, સ્વામી, આપો મને તો, ભરવા આવું નહિ અહીં;
અમે જીવન જળ પીએ, રહેમમાં રહીએ, આશિષ દઇએ.

૭ પ્રગટ થયો ત્યાં મસીહા પોતે, ભેદ બતાવ્યો સહુ.
શુભ સંદેશો સુણી સ્વામીથી, આનંદ પામી તે બહુ.
બની જ્ઞાનમાં ઘેલી, પ્રભુની ચેલી, સમરૂની પેલી.

## ૭૨. *Pani do Pani*

रागः—"पाणी द्या पाणी."

પાણી દો પાણી, તૃષિત હું, પાણી દો પાણી.

૧ નહિ કુવાનું, નહિ નદીનું, લાવે કોઈ કદી. તૃષિત૦
૨ પીતાં મુજને તૃષા ન લાગે, યાચું એમ ફરી. તૃષિત૦
૩ સર્વ જળાશય જોઈ આવ્યો, થાક્યો હાં રે ભમી. તૃષિત૦
૪ જા, જા, પાયે પ્રભુ ઈસુના, તૃપ્તિ મળેજ ઘણી. તૃષિત૦
૫ અક્ષય જીવન કષ્ટ વિનોદન, પ્રભુ વિણુ નજ ધરૂંજી. તૃષિત૦

## ૭૩. *Kem He Sansare*

रागः—"कसे जग संसारा."

કેમ હે સંસારે, ભુલ્યા ભાઈઓ; કેમ હે સંસારે.

૧ માલમતા જીંદગીને મેળવતાં પૈસા પૈસા છનનન રે
૨ ધન સુત દારા, ભુલો રે કેવા! ઝડપી જશે એ ઝરરરરે
૩ આ જીંદગી એ બે દિવસોની વહી જશે એ ભરરરરે

# SALVATION. Part II.
## મુક્તિ વિષે. ભાગ ૨ જો.

---

### ૭૪. *When I Survey.*

૧ વધસ્તંભને ધારી જોતાં, ત્યાં મુઓ ગૌરવનો સરદાર
લાભ મારાને ગણું ટોટા, ને ગર્વનો હું કરૂં ધિક્કાર.
૨ એવું ન થાય કે કરૂં ગર્વ, શિવાય કે ખ્રીસ્તના મૃત્યુ માંય;
જે મને વ્હાલું તે હું સર્વ, ખુશીથી નાંખું તેને પાય.
૩ જુઓ દિલ માથું, હાથ પાયથી, વહેછે પ્રિતને લોહીની ધાર
દીઠી કેણે પ્રિત એવડી! કે તાજ કંટક એવો પેરનાર!
૪ જો આખી સૃષ્ટિ હોય મારી, તોએ તે ઘણું ઓછું થાય;
પ્રિત જાણી એવી ઈશ્વરી, તન મન ધન તથા પ્રાણ અર્પાય

### ૭૫. *On the Cross of Calvary.*

૧ કાલવરીના સ્થંભ ઉપર, ઇસુએ સહ્યું મરણ;
વહ્યું છે અમુલ લોહી, કે પાપને કરે હરણ.
શુદ્ધ કરનાર લોહી વહે છે, હીમ કરતાં સાફ કરે છે!
ઇસુએ મારે લીધે, સહ્યું કાલવરીના સ્થંભપર.

વધસ્તંભ પર, વધસ્તંભ પર, ઇસુએ મારે લીધે
સહ્યું વધસ્તંભ ઉપર.

૨ જુઓ કેવો, કેવો પ્રેમ, લાવ્યો મને ખ્રીસ્તની ગમ!
જુઓ કેવો મોટો પ્રેમ, માગે છે સંપુરણ હોમ.

સોંપું છું તન, મન ને ધન, કેમકે તે થયો જગન;
ઇસુએ મારે લીધે, સહ્યું વધસ્થંભ ઉપર.

૩ ઇસુ, હું તો તારો છું, તારો હું રહીશ સદા;
ધન્ય ખ્રીસ્ત, છે મારો તું, રહે સદા મનમાં મારા.
મને મનમાં શુદ્ધ કર, રાખ પવિત્ર જીવનભર,
કેમકે વહ્યું તુંજ રૂધીર, કાલવરીના સ્થંભ ઉપર.

૪ અંધકાર થઇ પૃથ્વિ, જ્યારે તેણે મોત સહ્યું,
"પુરૂં થયું" હાંક મારી, માથું નમી પ્રાણ છોડયો.
પુરૂં થયું! પુરૂં થયું! આખું જગ છુટું થાએ;
આ કારણથી ખ્રીસ્ત મુઓ, કાલવરીના સ્થંભ ઉપર.

## ૭૬. *Oh remember Calvary.*

૧ વધસ્તંભને તું સંભાર, ને મારાં પાપ લઈ લે.
૨ હું તો એક મહાપાપી છું પણ ખ્રીસ્ત મજ કાજ મુઓ.
૩ પ્રભુ, બોલ ને હમણાં, હાલ હું મુએલો જીવીશ.
૪ પાપીઓ પર પ્રેમ કરનાર, તું મજ કાજ મરાયો.
૫ મારાપર જોઈ, પ્રભુ, મન પાણી જેવું કર.
૬ પ્રભુ, હું તારી ઉપર સૌ વિશ્વાસ રાખું છું.
૭ પ્રેમથી મને કહે, પ્રભુ, "તને માફ કીધો છે."
૮ હાલ, હું વિશ્વાસ કરૂં છું કે તું માફ કરે છે.

## ૭૭. *Behold! behold the Lamb of God.*

૧ જૂઓ ઇશ્વરના હલવાનને, ક્રૂસ ઉપર,
તે મૂઓ છે આપણે બદલે, ક્રૂસ ઉપર,
સુણો રે સૌ, તેનો પોકાર, પાપીઓ, કેમ થાઓ મરનાર?
લે છે તે સઘળા પાપનો ભાર, ક્રૂસ ઉપર.
૨ જૂઓ હાથ બન્ને લંબાવેલ, ક્રૂસ ઉપર,
હાથ પાય ને હૃદય વિંધાએલ, ક્રૂસ ઉપર,
સુર્ય નથી દેતો અજવાળ, ઘોર અંધકાર છે મધ્યાનકાળ,
ઇસુ કરે છે યુદ્ધ વિકરાળ, ક્રૂસ ઉપર.
૩ બધા લોક ત્રાતાને જૂઓ, ક્રૂસ ઉપર,
તમારે માટે તે મૂઓ, ક્રૂસ ઉપર,
ધરતી કાંપે, ખડક ફાટે. એટલામાં ખ્રીસ્ત જગને માટે
ખુલ્લી મુકી મુક્તિ વાટને, ક્રૂસ ઉપર.
૪ હવે શુરવીર જયવાન થયો, ક્રૂસ ઉપર,
આ મારે યુદ્ધનો અંત આવ્યો, ક્રૂસ ઉપર,
મરનાર જૂએ આકાશ ભણી, "પુરૂં થયું" સંભળાય વાણી
પ્રાણ છોડે સેતાનને હણી, ક્રૂસ ઉપર.
૫ હું જયાં જાઉં ત્યાં સંભળાવું, ક્રૂસની વાત,
હું કેવળ એમાંજ હરખાઉં, ક્રૂસની વાત,
સૌને સંભળાવું આ સંદેશ, હા, રાતને દિન, સદા, હમેશ,
કે તે મૂઓ મજકાજ વિશેષ ક્રૂસ ઉપર.

## ૭૮. *I am clinging to the Cross.*

૧ તારનારની વાણી સુણો ખાસ, તમને બોલાવે છે,
"પાપીઓ આવો મારી પાસ, શાંતિ આપીશ તમને."

તારણ આપે છે ઈસુ.

૨ હમેશાં તમે શોધો છો, ખરૂં સુખને શાંતિ;
પણ એકજ કરી શકે છે, ઈચ્છા તારી પુરી.
૩ તે રસ્તો સત્ય જીવન છે, તારવાને શક્તિવાન,
જગનું અજવાળું છે ઇસુ, ને તારનાર પ્રીતિવાન.

## ૭૯. *Hark the Gospel News.*

૧ આખા જગના છેડા સુધી, સાંભળો સઘળા સમાચાર;
પાપીને બચાવવા પ્રીતે, ઇસુ થયો છે મરનાર
હે પાપીઓ, જુઓ તેનો પ્રેમ અપાર.
૨ કૃપા નદી જેવી વહે છે, લાખોને મળી તૃપ્તી;
તોપણ આજ સુધી ચાલેછે, ખ્રીસ્તની વીંધાએલ કુંખથી;
સઘળાં જીવે, ઇસુ દાતા છે મુક્તિ.
૩ ખ્રીસ્ત ઉપર છે પ્રીતિ મારી, સ્વર્ગમાં તેને મળી
ઇશ્વરના કૃપા સાગરમાં, નાહીશ સદાકાળ સુધી;
તેની પ્રીતિ, મારામાં જાણું પુરી

## ૮૩. *My Saviour suffered on the Tree.*

૧ સ્થંભ ઉપર ઇસુ મુઓ છે, ઇસુને મહિમા હો.
તે મારો તારક થયો છે, ઇસુને મહિમા હો.
પાપ મારાં કાજ થયો કુરબાન, આ વાત પર સૌ લગાડો ધ્યાન,
છે મુક્તિ તેનું મફત દાન, ઇસુને મહિમા હો.
૨ લીધાં માથે મજ શર્મ ને શ્રાપ, ઇસુને મહિમા હો.
ને માફ કીધાં છે મારાં પાપ, ઇસુને મહિમા હો.
૩ માફ થયા મારા સો ગુનાહ; ઇસુને મહિમા હો.
ને હું ચાલું છું સ્વર્ગી રાહ, ઇસુને મહિમા હો.
૪ બીજાને લાવવા તેની પાસ; ઇસુને મહિમા હો.
હું નિત્ય કરૂં છું પ્રયાસ, ઇસુને મહિમા હો.
૫ જે પાપ મુકી કરશે વિશ્વાસ, ઇસુને મહિમા હો.
તેનો કદી નહિ થશે નાશ, ઇસુને મહિમા હો.

## ૮૧. *Nothing but the Blood.*

૧ પાપથી કોણ છુટકો આપશે? કેવળ ઇસુ જીવતો ત્રાતા.
માફી કોણ આપી શકશે? કેવળ ઇસુ જીવતો ત્રાતા.
જે તેને શોધે છે પસ્તાવો કરીને, અનંત જીવન પામે છે, કેવળ ઇસુ જીવતો ત્રાતા.
૨ અદ્દભુત કામ તેણે કીધાં, કેવળ ઇસુ જીવતો ત્રાતા.
આપણાં સૌ પાપો લીધાં, કેવળ ઇસુ જીવતો ત્રાતા.
૩ બદલાશે સર્વ જીંદગી, કેવળ ઇસુ જીવતો ત્રાતા.
તેના નામની હો સ્તુતિ, કેવળ ઇસુ જીવતો ત્રાતા.

## ૮૨. *Come! Oh Come with Me.*

૧ ચાલો મારી સંગ જ્યાં પ્રીત દેખાય છે,
ચાલો મારી સંગ જ્યાં રોશની થાય છે,
રોશની તથા પ્રીત ખ્રીસ્તમાં પ્રગટાય છે,
આપણને દેવ ખ્રીસ્તમાં મળશે.

હાલેલુયા! પ્રભુ ઇસુ, તું પ્રીતમ છે મારો;
હાલેલુયા! પ્રભુ ઇસુ, છે તુજપર વિશ્વાસ.

૨ આવો પાપ સુદ્ધાં પહાડ જેવાં હોય પણ,
આવો ક્રુસની પાસ ત્યાં વહે છે ઝરણ;
તેમાં સાફ થશે સૌ દેશજાતીગણ,
આવો તમે ને પામો સફાઈ

૩ ગમે તેટલો દુષ્ટ તેને પ્રીત જીતશે,
સર્વ અંધકાર રોશનીથી વીતશે,
ખ્રીસ્તપર જો વિશ્વાસ રાખે નીત જે,
તેને તે આપશે પૂરી મુક્તિ.

## ૮૩. *Oh T'was Love.*

૧ પ્રેમ ને દયાથી ભરપૂર, ઇસુ આવ્યો પૃથ્વીપર
સ્વર્ગી ગૌરવ મુકી,
કે આ નાશ થનાર સંસારને છોડાવે નર્કે થકી.

કેવી પ્રીતિ—પ્રીતિ અપાર, પરમેશ્વરે કીધી,
કે સ્વર્ગેથી આવ્યો તારનાર તે પ્રેમના કારણથી.

૨ તે મારે કાજ શ્રાપિત થયો, મજ પાપનો ભાર તેણે સહ્યો,
કે મારી માફી થાય,
કે દંડ તથા સજા થકી, મજ પાપીથી છુટાય.

૩ તે નાશ કરશે સેતાનનું કામ, ખુશીથી ભરશે મન તમામ,
પ્રીતનું બાપ્તિસ્મા દઈ;
શંકા ને ભયથી દઈ આરામ સફાઈ આપશે મને.

૪ તારે તાબે હું છું ઇશ્વર, તું મજમાં તારી ઇચ્છા કર,
પોતાનો કર મને,
કે તારે શાક્ષી હવેથી તું મને કહી શકે.

## ૮૪. *Beautiful River.*

૧ મુક્તિની નદી સાંકળો તોડશે,
સેતાન ને. પાપનાં સહુ બંધન,
ઇસુ શક્તિવાન તમને છોડાવશે,
સોંપો વીશ્વાસથી હાલ તેને મન.
મુક્તિની નદી, મુક્તિની નદી,
શુદ્ધ કરવા ને સાફ રાખવા વહેછે.

૨ ડાઘ હશે ઊંડા, પાપો ઢાંકેલાં,
ભુંડા આત્માઓ પાપ કરાવે,
જુઓ છુટકો છે નદીના જળમાં,
હવે એક પળમાં સૌ ધોવાશે.

૩ પુરણુ તારેલા પાપ થકી સાફ થઇ,
પાપ થકી તમે નહી પામશો હાર;
જેટલાં રોકાણુ છે નદી પાસ લાવી,
મને તારે છે ઇસુ તારનાર.

## ૮૫. *There is a Better World.*

૧ એક આથી સારી છે સૃષ્ટિ, બહુ સુંદર !
જેમાં પાપ અથવા દુઃખ નથી, બહુ સુંદર !
ત્યાં હવામાં સંગીત સંભળાય, ને સુંદર દૂતનાં ગાયન થાય
ને વીણા વાગે છે સદાય, બહુ સુંદર !
૨ ત્યાં જંગલી પશુ અથવા સાપ, આવશે નહી !
ત્યાં મોત કે મંદવાડ, ટાઢ કે તાપ, આવશે નહી !
ને જેઓ ખ્રીસ્તના લોહીથી, છુટકારો પામેલા નથી,
ત્યાં ન પસ્તાનાર કોઈ પાપી, આવશે નહીં !
૩ પણ સઘળા પાપીઓને કાજ, ખ્રીસ્ત મુઓ !
તે માટે મુક્તિ પામો આજ, ખ્રીસ્ત મુઓ !
છુટકારો છે દરેક પાપથી, ને સૌને વાસ્તે છે શાંતિ,
મળશે એક મુગટ તેજસ્વી, ખ્રીસ્ત મુઓ !

## ૮૬. *Lover of the Lord.*

૧ પાછો વળ રે, હે ભૂલનાર ભાઈ, હાલ ફર ઇશ્વરની પાસ;
જે નવી ઇચ્છા ઉત્પન્ન થઈ, ખ્રીસ્તે ઉપજાવી ખાસ.

પ્રભુ પર પ્રેમ રાખવો પડશે રે ! નહિ તો, સ્વર્ગી વારસો ન મળે.

૨ પાછો વળ રે, હે ભૂલનાર ભાઇ, તું ખ્રીસ્તને વહાલો છે;
જે દુઃખ છે તારા મનની માંઇ, એ તેણે ભાળ્યું છે.

૩ પાછો વળ રે, હે ભૂલનાર ભાઇ, ખ્રીસ્ત મુક્તિ આપે છે.
જે વિશ્વાસ કરે છે પસ્તાઇ, તેનાં પાપ કાપે છે.

## ૮૭. *Jesus ! Lover of my Soul.*

૧ ઇસુ ! મજપર પ્રેમ કરનાર, તારી સોડમાં આવવા દે;
મધ્યે આંધી ને અંધકાર, સંકટ નવ વેઠાય જ્યારે.
શાંત થાએ જ્યાં લગ તુફાન, સ્હાય કર, મારા તારનાર;
જ્યારે ખેંચું છેલ્લો દમ, મારો કરજે અંગીકાર.

૨ બીજો નથી આસરો, તારા પર છે મારી આશ;
તજીશ મા મને એકલો, મદદ કરવા રહેજે પાસ.
તુજપર છે પૂરો વિશ્વાસ, તારાથીજ મળે છે સહાય;
પાંખો તળે રાખજે પાસ, મજથી વેગળો કરજે ભય.

૩ દયા તારી છે અપાર, તેથી ધોવાય પાપ મારાં !
મજપર રેડ કૃપાની ધાર, મને સાફ કરજે મનમાં.
તું છે જીવનનો ઝરો, મને છુટથી પીવા દે;
જળથી જેમ ભરાય કુવો, તેમ મજમાં ભરાતો રહે.



## *Rock of Ages.*

૧ ખડક ચીરેલ મારે કાજ, મને સંતાડ તારામાંજ,
જળ તથા લોહીની ધાર, તારા દિલથી જે વહેનાર,
પાપનો પુરો થાવ ઉપાય, બચાવીને દેજે જય,
૨ આંસુ મારાં સદા વહે, આસ્થા મારી સદા રહે,
તો પણ તેથી પ્રાયશ્ચિત, પાપનું નવ થાએ ખચિત,
તુજપર વિશ્વાસ છે ઇસુ, મુક્તિ આપે કેવળ તું.
૩ જ્યારે મરણ આવશે પાસ, જ્યારે જશે મારો શ્વાસ,
જ્યારે હું ચઢું આસ્માન, જ્યારે જોઉં રાજ્યાસન,
ખડક, ચીરેલ મારે કાજ, મને સંતાડ તારામાંજ.



## *Depth of Mercy.*

૧ દયાનું અપાર ઉંડાણ! દેવ શું આપે મને ત્રાણ?
મજપર કોપ શું નહીં કરે? મજ પાપીને શું તારે?
દેવ છે પ્રિત, હું જાણું છું, પ્રીતિ કરે છે ઈસુ; મારાપર પ્રીતિ કરે છે ઈસુ.
૨ બહુ દિનથી થઇ વિરૂદ્ધ, દેવ સામે મેં કીધું યુદ્ધ,
તેની વાતને તુચ્છ ગણી, પાપમાં પડયો વાર ઘણી.
૩ ક્યાંથી આટલો પ્રેમ અમાપ? પુછો ઇસુ ખ્રીસ્તને આપ;
તેનું કારણ તે પોતે, હાલમાં તમને કહી શકશે.
૪ સ્વર્ગમાં ઉભો છે તારનાર મજ કાજ મધ્યસ્થિ કરનાર;
પિતા જોઇ તેનું ખુન માફ કરે છે મારૂં ઋણ.

## ૯૦. *The Voice of Wisdom cries.*

૧ પરમેશ્વર બોલે છે આવો રે!
સઘળાં પાપથી ફરો, ને કરો પસ્તાવો,
મુક્તિ માર્ગમાં ચાલો, આવો રે!
૨ તમે જે ઘરડાં છો, આવો રે!
મોત તમને જલ્દ આવે, હાલ માન્યવેળા છે,
પ્રભુ દયા કરશે, આવો રે!
૩ તમે જે છો જુવાન, આવો રે!
પામો મુક્તિનું દાન, આપો ઇસુને માન,
સીપાઇઓ થાવ બળવાન, આવો રે!
૪ બારણું છે ઉઘાડું, આવો રે!
પણ બંધ થશે જ્યારે, રે શું કરશો ત્યારે?
અફસોસ થશે તમને! આવો રે!

## ૯૧. *To Pardon a Rebel like me.*

૧ જગત્રાતા ઇસુની મેં પ્રીતિ સાંભળી,
જેણે મારે લીધે આપ્યો પ્રાણ;
તાજ કાંટાનો વાગ્યો તેના માથામાં
કે હું પામું આ મુક્તિનું દાન.
૨ તે પાપી લોક કાજે રડ્યો વારંવાર,
કહીને ધરજો રે મને કાન!

મારી પાંખ તળે હું તમને કરૂં ભેગાં,
ને તમને આપું મુક્તિનું દાન.
૩ તે તારે છે સૌ જાતના પાપીઓને,
અને શું કાઢી મુકશે તને?
કૃપાથી આજ સુધી વાટ તારી જુએ,
ઝટ આવજે ઇસુની પાસે!

## ૯૨. *Death is coming.*

૧ પાપીઓ, ક્યાં ભટકી જશો ભુલા પડીને?
મોત છે પાસે એ સંભારો; ઉમર ટુંકી છે.
મોત છે આવનાર, આવનાર, આવનાર, ને ન્યાય કાળ છે પાસ;
તારનાર પાસે વહેલા આવો, નહિ તો, પામશો નાશ.
૨ તમને કબજામાં લેવાને, ચાહે છે સેતાન:
તમને તારવા ખ્રીસ્ત મુઓ છે; પામો મુક્તિ દાન.
૩ જો તમને છુટકારો જોઇએ ભારે દંડ થકી;
ઇસુ ખ્રીસ્તપર વિશ્વાસ લાવો, પામી લો મુક્તિ.

## ૯૩. *We're travelling home to Heaven above.*

૧ અમે સ્વર્ગે જનારા છીએ, આવશો કે?
તારનારની સ્તુતિ ગાવાને, આવશો કે?
લાખો તે દેશમાં ગયાં છે, બધાં દુઃખોથી છુટયાં છે,
લાખોને માટે જગ્યા છે, આવશો કે?

૨ આ સ્વર્ગી વાટ છે સીધી સાફ, આવશો કે?
પસ્તાઈ, લો વિશ્વાસથી માફ, આવશો કે?
ખ્રીસ્ત તમને કહે છે પોકારી, થંભ લઇ ચાલો પાછળ મારી.
તો મુક્તિ થશે તમારી, આવશો કે?

૩ ઓ જો કોઈ પાપી હાલ કહે, હું આવું!
આ મુક્તિ પામી લેવી છે! આવું છું!
જુના મિત્રો, તમને સલામ! સેતાન તણો નહિ રહું ગુલામ;
હું ખ્રીસ્તનો થાઉં છું તમામ, આવશો કે?

## ૯૪. *At the Cross.*

૧ મારૂં મન હતું જડ, ને હું હતો અક્કડ,
ને થતો નહિ મને પશ્ચાતાપ,
પણ હું ગયો જ્યારે, વધસ્તંભ પાસ ત્યારે
ઇસુએ લઈ લીધાં મારાં પાપ.

વધસ્તંભ વધસ્તંભ વધસ્તંભની પાસે જ્યાં ઈસુએ મારૂં દુઃખ લઇ લીધું;
મારા અંતઃકરણમાં ઘણું સુખઆવ્યું છે, હવે રાતને દિવસ બહુ ખુશી છું

૨ હું તો પાપી હતો, તેથી લાગ્યો અચંબો
કે ઇસુ મને કેમ કરે માફ;
પણ આ વાત છે ખરી, ને મને છે ખાત્રી,
કે ખ્રીસ્તે મારૂં મન કીધું સાફ.

૩ હવે મટયું છે દુઃખ, અને આવ્યું છે સુખ
ને તુટી છે સેતાનની યુક્તિ;
કેમકે મારે લીધે, ઇસુએ મરીને
આપી છે મને પુરી મુક્તિ.

## ૯૫. *There is a Fountain.*

૧ એક ઝરો છે રૂધીર ભરેલ, તારનારના દિલથી વ્હે;
જે પાપી તેમાં છે ન્હાએલ, તે પાપથી છુટ્યો છે.
૧ રે, મહિમાન ઝરો, મજ કાજ ઉઘાડેલો.
૨ ઇસુ મજ તારનાર, પાપીને બોલાવે છે.
વિલંબ ન કરો.
૨ મરતો ગુનેગાર ઝરાને, જોઈ હરખાયો બહુ;
ને હું પાપી, માંય પડીને, પાપ ખોઉં મારાં સહુ.
૩ વિશ્વાસે જ્યારથી દીઠી મેં, તે સાફ કરનારી ધાર,
પ્રેમની કથાનો હું હેતે, કરૂં છું રોજ પ્રચાર.
૪ હું મોત લગ તેના ગુણ ગાઇશ, ને બોલીશ તેની વાત;
ને યુદ્ધ પછી સ્વર્ગે જઇશ, ને રહીશ તેની સાથ.
૫ ઓ ખ્રીસ્ત મારા, તારૂં રૂધીર, છે પાપનો સત્યોપાય;
તેથી લોક આખી પૃથ્વી પર, સૌ પાપથી બચી જાય.

## ૯૬. *Chhutko chhe saghlane kaj.*

૧ છુટકો છે સઘળાને કાજ, ખ્રીસ્ત છે આવ્યો કરવા રાજ;
તેના નામનો મહિમા થાય, સઘળાં પાપી બચી જાય.
સઘળાં પાપ તજીને મુક્તિ પામી લ્યો.
૨ જો ગુનેગાર હો બિલકુલ, તો પણ પાપ કરો કબુલ;
ફરો સર્વ ભુંડાઇથી તો, મુક્તિ પામી શકો છો.
૩ આ જગમાં સંતોશ નહિ થાય, તે કોણ આપે ખ્રીસ્ત સીવાય?
દારૂ અફીણ તજી દો, વહેલા મુક્તિ પામી લ્યો.

## ૯૭. *The Heavenly Railway.*

૧ કરેલી છે સ્વર્ગી રેલ્વે, બનાવનાર સ્વર્ગનો રાજા છે.
આ રેલવે છે તો બહુ લાંબી, તે જાય છે જગથી સ્વર્ગસુધી.
જશોરે, જશોરે, સ્વગ ગાડીએ બેશીને જશોરે, જશોરે સુંદર સ્વર્ગ સુધી
૨ પસ્તાવો છે સ્ટેશનનું નામ, ને ગાડીમાં બેસાય છે ત્યાં;
પૈસા નહિ બેસે ટીકિટ માટ, કેમકે ઇસુ છે પોતે વાટ.
૩ બાયબલ છે ઇન્જીન ચલાવનાર, તે રસ્તાનો છે બતાવનાર;
અંધારા ભોંયરામાં થઈ, આકાશ સુધી તે જાય લઈ.
૪ થયો છે વખત ગાડીનો, હાલ, પાપીઓ, તેમાં બેસો;
જો પાપ મુકશો ખરા મનથી, તો તમને લેવા રહે ઉભી.

## ૯૮. *The Lion of Judah.*

૧ આવો ખ્રીસ્તની પાસે રે ઢીલજ ન કરો,
ને મફત પામી લો છુટકારો પૂરો;
દાસપણામાંથી તથા ઉંઘથી જાગો,
પસ્તાવો કરી પાપની માફી માગો.
કેમકે ઈસુ ત્રાતા પાપની શાંકળ તોડશે, ને તે વારંવાર તમને જય પમાડશે.
૨ જગત વિરૂદ્ધ ઉઠશે, રીસ ચઢશે સેતાન,
ને રોકવાને માટે કરશે બહુ તોફાન;
પણ ઇસુ તમારે કાજ પામ્યો છે જીત,
ને તમને પણ તે જય પમાડશે ખચીત.

૩ જો કે યુદ્ધ હોય કઠણ ને ઘણું થાય દુઃખ,
જે લડતા રહે તેને મળશે પરમ સુખ;
મળશે તેમને રાજ્ય,—છે મુગટ તૈયાર,
સૌ ટકનારા સાંભળશે જયનો પોકાર.

૪ ને છેવટે જ્યારે આવશે મરણ કાળ,
દેવ આસપાસ તમારી કરાવશે અજવાળ;
ને હિમ્મત આપવા ઇસુ રહેશે હાજર,
ને સ્વર્ગી દૂતો તમને લઈ જશે ઘર.

## ૯૯. *Alas! and did my Saviour die.*

૧ હાય! મારે કાજ મારો તારનાર, ને માલીક મોત પામ્યો;
પાપ મારાં માથે લઇ ત્રાતા, વધસ્તંભ પર ગયો.

મને સંભાર! મને સંભાર! ઇસુ મને સંભાર!
મરણ તારૂં યાદ કરીને પ્રભુ મને સંભાર!

૨ લીધો તેણે મજ પાપનો ભાર, ને મારે કાજ સહ્યું;
અદ્‌ભૂત દયા, કૃપા અપાર! તારણ મારૂં થયું!

૩ અંધરાયું સુરજનું મોં, ભયથી પૃથ્વિ કાંપી,
જ્યારે તેનો સૃજનાર મુઓ, આપવા પાપની માફી.

૪ હે પ્રીય ત્રાતા, કદી નહીં, આ પ્રેમરૂપ ઋણ ચુકાય
પોતાને હું સોપું છું અહીં, વધુ મજથી ન થાય.

## ૧૦૦. *Jesus is calling. Tune—Blue Bell.*

૧ સંધ્યાકાળ થાય છે, પાપી, જાએ છે જનમારો;
આવતી સવાર કદાપી, પરલોક મધ્યે હશો;
જો મોતના ડંકા વાગે, જો મરણ આવશે દ્વાર;
ઇશ્વરને મળવા માટે, શું તમે છો તૈયાર?

ઇસુ તેડે છે, વાર કરતા મા, તેના લોહીથી થશો શુદ્ધ મનમાં;
મોત તમને જલદી કરશે નીરાશ, તારનારપર હમણાં કરો વિશ્વાસ.

૨ તારનારની વાણી સાંભળો, તે પર લગાડો મન,
ઇસુને પગે લાગો, તોડે છે સૌ બંધન,
ઇસુપર રાખો વિશ્વાસ, તે તમને કરશે માફ,
જતો રહેશે સૌ નિશ્વાસ, મનમાં કરે છે સાફ.

## ૧૦૧. *God is Love.*

૧ આવો ગાઇએ સૌ મળી, દેવ છે પ્રીત.
સ્તુતિ કરો આકાસ ધરતી, દેવ છે પ્રીત.
પાપમાંથી જાગો દરેક જન, મનમાં કરો મધુર ગાયન,
ઇસુને કરો સુવંદન, દેવ છે પ્રીત.

૨ પ્રગટ કરો સૌ સંસારમાં, દેવ છે પ્રીત.
ખ્રીસ્ત પાપીઓનો છે ત્રાતા, દેવ છે પ્રીત.
તેના લોહીથી પાપ ગયું, આત્મા થકી અજવાળ થયું,
હરખનું ગીત છે અમારૂં, દેવ છે પ્રીત.

૩ દેહ અમારા છે। પામે હાર ! દેવ છે પ્રીત.
ઇસુ છે અમને જય આપનાર, દેવ છે પ્રીત.
મોત આવે તો નહીં લાગે ભય, કેમકે ઇસુ સંગ રહેશે નહીં,
અમને પહોંચાડવા સ્વર્ગની મહીં, દેવ છે પ્રીત.

## ૧૦૨. *Come to Jesus Just now.*

૧ ઇસુ પાસ આવ, હમણાંજ.
૨ તમને તારશે, હમણાંજ.
૩ રાહ જુએ છે. હમણાંજ.
૪ તેને માનો, હમણાંજ.
૫ હું માનું છું, હમણાંજ.

## ૧૦૩. *Tell me the Story of Jesus.*

૧ ઇસુ વિષે મને કહેજે, વાત તેની મને શીખાડ;
દિલ મારાપર લખી લેજે તારો હું બહુ માનીશ પાડ.
દુતના મધુર ગીતના વિષે તે જગમાં આવ્યો જ્યારે,
પરમઉચ્ચામાં મહિમા, પૃથ્વીપર હોજો શાંતિ

ઈસુ વિષે મને કહેજે વાત તેની મને શીખાડ;
દિલ મારા પર લખી લેજે તારો બહુ માનીશ પાડ.

૨ કહે તેના ઉપવાસના વિષે અરણ્યમાં ભયંકર,
કેવી રીતે તે અજમાયો, સેતાનને પમાડી હાર.

તેના સૌ કામ વિષે કહેજે, દુઃખ કેટલું તેણે સહ્યું!
લોકોએ ધિક્કાર્યો તેને, વિશ્રામનું ઠામ ન મળ્યું.
૩ વધસ્તંભ પર તે જડાયો, દુઃખમાં તે તરફડયો ત્યાં;
કબરની માંહી તે રખાયો, પછી થયો સજીવન.
આ વાતમાં પ્રેમ કેટલો હોયછે, મજકાજ તેણે સૌ કીધું.
કહેતાંજ તો રડવાનું થાય છે, પાપ મારૂં તેણે લીધું

## ૧૦૪. *Down in the Garden.*

૧ અંધકાર હતો ગેથસેમાને, તારી વાડીની માંય.
જ્યારે મારો ત્રાતા ઇસુ, કરતાં પ્રાર્થના સંભળાય,
વાડીમાં સાંભળો, રડવાનો અવાજ,
ત્યાં ઇસુ કરે છે પ્રાર્થના, વેદના પામી આપણે કાજ
ઈસુ જગત્રાતા સાથે રડવા દે,
દયા કરજે મુક્તિદાતા, મને દયા મળે છે.
૨ આગ્રહથી પ્રાર્થના કરે છે, કષ્ટિત થઇને ભર;
ને લોહીના જેવો પરશેવો, પડે છે જમીનપર,
૩ એકલો દુઃખમાં તેને જુઓ, શિષ્યોથી નહિ રહેવાય;
પણ જેટલું દુઃખ તેણે વેઠયું, આપણાથી નહિ કહેવાય,

## ૧૦૫. *We're bound for the Land.*

૧ નિષ્પાપીના દેશ અમે છીએ જનારા.
છે સુખીઆનું ઘર અને પ્રીતિનું રાજ;

જે ઇશ્વરથી દૂર, ઓ ભ્રમણ કરનારા.
આવો અમારી સાથ, ઠરાવ બાંધીને આજ.

આવો રે! આવો રે! આવો રે! આવો રે!
આવો અમારી સાથ, ઠરાવ બાંધીને આજ.

૨ તે સુખી દેશમાં નથી પિડા કે નિશ્વાસ,
ત્યાં ન સંભળાય કદી રૂદનનો અવાજ;
ઓ પાપથી થાકેલ, કરો ઇસુપર વિશ્વાસ,
આવો અમારી સાથ, ઠરાવ બાંધીને આજ.

૩ સો જીતનારા માટે છે મહેલો બહુ સુંદર,
સરસમાન સહિત, તૈયાર રહેવાને કાજ;
તેના ઘુમટ ચળકે જાણે સોનેરી મંદિર,
આવો અમારી સાથ, ઠરાવ બાંધીને આજ.

૪ રે આગળ ચાલો, ઇસુના શૂર સિપાઇ,
તમારે કાજ તૈયાર છે એક સોનેરી તાજ;
વિશ્વાસુ રહી કરો અંત લગ લડાઈ,
"શાબાશ!" કહેશે ઇસુ આપી સદાનું રાજ.

## ૧૦૬. *Just as I am.*

૧ જેવો હું છું—મારે વાસ્તે તું વધસ્તંભપર મુઓ છે,
ને તું તેડે છે, એ માટે ઓ ત્રાતા, આવું છું!

લે એમનોએમ મને, લે એમનો એમ મને,
મજ પાપીને તું માફી દે; લે એમનો એમ મને!
અથવા "ઓ મારા ત્રાતા, આવું છું"

૨ જેવો હું છું—પાપથી છુટવા કંઈપણ વિલંબ કીધા વિના,
બચવાને તુજ પાસ હમણાં ઓ ત્રાતા, આવું છું
૩ જેવો હું છું—કંગાળ, લાચાર, આંધળો, રોગી, દુઃખ વેઠનાર
પામવાને દૃષ્ટિ, સુખ અપાર, ઓ ત્રાતા, આવું છું!
૪ જેવો હું છું—તું હાલ મને, માફી તથા શાંતિ આપશે,
કેમકે તુજ પર મજ વિશ્વાસ છે. ઓ ત્રાતા, આવું છું!
૫ જેવો હું છું—તારી મહાપ્રીત, મજ પર પામી છે પૂરી જીત;
હું તારો થઈ રહીશ ખચીત, ઓ ત્રાતા, આવું છું.

## ૧૦૭. *Grace there is.*

૧ ત્રાતા, તારી પાસે આવી હું પાપ મારાનું વર્ણન કરૂંછું:
હું પોતાને કંટાળું છું, દુઃખથી અંતર છે ભરેલું;
શું તું મને દયા દેખાડશે, પાપનાં ફાંદામાંથી હાલ કાઢશે
મને તારા શુદ્ધ કુટુંબ મધ્યે, ફરી રાખશે?

કૃપા છે જેથી સૌ પાપ મટે, લોહી છે જેથી સૌ ડાઘ હઠે,
શક્તિ છે પવિત્ર રાખવાને હાલ મારે કાજ.

૨ ગયા કાળનાં કૃત્યો યાદ આવી મન મારામાં ઘણો શક લાવી
વિક્રાળ વિચારો ઉપજાવે, ને નિરાશા મનમાં લાવે;
પ્રભુ હાલમાં તું લે મારો હાથ, તોફાન મધ્યેચાલજેમારીસાથ;
મનની પીડાથી હે શાંતિનાથ છોડાવ મને.

૩ પાછળ પાપનો ભારે બોજ લઈ, ગયા વખત વિષે પસ્તાઈ,
પંડ ને, લાજ ને ભય ધિક્કારી, આત્મીક વેરીઓને મારી;
ત્રાતા, વધસ્તંભની પાસ તારો, મને હૃદય ભંગિત હવે જો,
પ્રભુ મને કરજે પોતાનો, સ્વીકારીને !

## ૧૦૮. *Jesus the name high over all.*

૧ ઇસુ છે નામ સૌથી ઊંચું, આકાશ ને પૃથ્વિ પર;
માણસ તેની ભક્તિ કરે, સેતાનને લાગે ડર.
૨ જે પાપમાં મરી ગએલા, જીવે છે આ નામે;
જે છે સેતાનના ફાંદામાં, તે છુટકો તર્ત પામે.
૩ પાપની સાંકળને તોડે છે, ને આપે છે છુટકો;
તેના લોહીથી સૌ છુટે, તેથી હું છુટેલો.
૪ હે કે સૌ લોક ચાખી જુએ ઇસુનો પ્રેમ અપાર,
આખા જગમાં અજવાળું થાય, ને જતો રહે અંધકાર!

## ૧૦૯. *When Jesus was born in a manger.*

૧ જ્યારે ઇસુ જન્મ્યો ગભાણમાં, પાળકોએ કીધી ભક્તિ;
કેમકે કહ્યું દૂતે, "ખ્રીસ્ત જન્મ્યો છે" મજ પાપીને આપવા મુક્તિ

મજ પાપીને આપવા, મજ પાપીને આપવા, મજ પાપીને આપવા મુક્તિ;
કેમકે કહ્યું દૂતે "ખ્રીસ્ત જન્મ્યો છે," મજ પાપીને આપવા મુક્તિ.

૨ તે મારાં પાપ માટે મરાયો, તે પર મારી સજા પડી;
લોહીનો પરસેવો પ્રાર્થના કરતાં થયો, મજ પાપીને આપવા મુક્તિ

૩ પીલાત આગળ લાવવામાં આવ્યો, આપી દંડાજ્ઞા મરણની;
કહી, "પુરૂં થયું" તેણે પ્રાણ છોડયો, મજ પાપીને આપવા મુક્તિ
૪ છે તોડી નાંખ્યાં પાપનાં બંધન, મોત જીતવા દેખાડી શક્તિ
ત્રીજે દિને ખચીત મોત પર પામ્યો જીત, મજ પાપીને આપવા મુક્તિ.

## ૧૧૦. *We are out on the ocean sailing.*

૧ ભવસાગરે નાવમાં બેસી સ્વદેશ ભણી ચાલીએ.
સાગર પારનું બંદર સ્વર્ગી હાલ નજરે પડે છે.

તોફાન જલદીથી બંધ થશે, ત્યારે બંદરમાં જવાશે;
ભવસાગરપર નાવમાં બેસી સ્વદેશ ભણી ચાલીએ.

૨ લાખો ત્યાં તો જઈ પહોંચ્યા, સહી સલામત આકાશમાં;
લાખો બીજા છે રસ્તામાં, લાખોની રહે છે જગ્યા.
૩ નાવમાં બેસો, સ્વર્ગમાં આવો, જલદીથી કરો ઠરાવ,
નહિ તો તમે હ્યાં રહી જશો; આવીને પામો બચાવ.
૪ સગાં સ્નેહી તથા મિત્રો વાટ જોઈ રહ્યાં છે ત્યાં;
અમને મળશે મહાપવિત્રો, થોડી વાર પછી સ્વર્ગમાં.

## ૧૧૧. *Ready to die.*

૧ પાપ કાજ દુઃખી થાઓ ને પસ્તાવો કરો,
એટલે જલદીથી તારશે તારનાર;
ઈસુના પુન્યથી શુદ્ધ થાઓ ત્યાં લગી
કદી નહિ થશો મરવા તૈયાર!

મરવા તૈયાર, હા મરવા તૈયાર, તે જલદી કરશે મરવા તૈયાર.

૨ તેના શબ્દ અને સમ પર વિશ્વાસ કરી અમ,
ખ્રીસ્તપર રાખીએ પુરો આધાર;
વાર લગાડશો રે ના, મનને ફેરવો હાલમાં
એટલે તે કરશે મરવા તૈયાર.

૩ મુક્તિ પામવાને કાજ તેની પાસ આવો આજ
અને તારનાર કરશે અંગીકાર;
તેને પગે લાગી આવો હાલ જલદીથી
એટલે તે કરશે મરવા તૈયાર.

૪ જ્યારે યુદ્ધ થશે બંધ અમે પામી આનંદ
સ્વર્ગી મહેલોમાં થઈશું રહેનાર;
અમે સર્વકાળ સુધી સ્તુતિ ગાઈશું તેની
જેણે કીધા છે મરવા તૈયાર.

## ૧૧૨. *Calling for the wanderer home.*

૧ ઈસુ કરે વિનંતી, ભટકેલા ઘેર વળો!
તે કરે છે મધ્યસ્થી, ભટકેલા ઘેર વળો!
૨ પ્રેમ અપાર કીધો તેણે, ભ૦ તમને તારવા તૈયાર છે. ભ૦
૩ ઘેટું જેમ કપાવા જાય. ભ૦ તેમ તે મરણ પામવા જાય, ભ૦
૪ રક્તે પાપને ધુએ છે, ભ૦ વાટ તમારી જૂએ છે, ભ૦
૫ વહી જાય છે માન્યકાળ, ભ૦ પછી થાએ દંડ વિકાળ, ભ૦

## ૧૧૩. *Sinner, see yon Light.*

૧ જુઓ પેલી જોત, ઇસુ પામ્યો મોત,
આવે થંભથી આ પ્રકાશ;
તેના પુન્યથી મળે પાપમુક્તિ
માટે તર્ત આવો રે તેની પાસ.

આવોરે! આવોરે! આવી થંભનો આશ્રય લ્યો,
ઉભો છે ત્રાતા, મુક્તિ દાન આપવા, માટે હાલ તેની પાસે આવો.

૨ જ્યારે વાડીમાં મોટી પીડામાં.
તેણે કીધી વિનંતી,
ત્યારે કૃપાળથી ટપક્યું લોહી,
તમ પર એટલી છે દયા તેની!

૩ જુએ છે તે વાટ હાલ તમારે માટ,
બોલે, મારૂં દુઃખ જોઈ
મારે કાજે તેં કેટલું વેઠયું છે?
મને મન સોંપી દે પસ્તાઈ.

## ૧૧૪. *Oh turn ye! Oh turn ye, for why will ye die?*

૧ ઓ ફરો રે! ફરો! કેમ નાશ પામવા જાઓ?
છે ઈશ્વર દયાળુ, શર્ણ તેને થાઓ;
હાલ ઈસુ બોલાવે તેડે છે આત્મા,
ને દૂતો રાહ જુએ છે આમંત્રણ દેવા.

૨ રે ભૂલ ખાશો મા, કેમકે ઢીલ કરવાથી,
ન સુધરે સ્થિતિ, ન મળે શાંતિ;
રે એમના એમ આવો, સ્વીકારશે પ્રભુ,
કૃપા નદી વહેછે, બચાવશે ઇસુ.
૩ રે મોજમઝા કીધે લાભ આત્મિક કેમ થાય?
તે સુખ પામવાનો છે એક ખોટો ઉપાય;
આ કાચી કાયાને મૂકી જશો જ્યારે
આત્મિક ખરી શાંતિ કેમ મળશે ત્યારે?
૪ રે આત્માની ભૂખ અને તરશ મટાડો,
ઇસુને ભજવા તમે હાલજ માંડો;
રે ચાખી જુઓ કે પ્રભુ છે દયાળુ,
આ મુક્તિ જે મફત આપે છે ઇસુ.
૫ હાલ આવો, હાથ ઝાલો સોંપી ખ્રીસ્તને તનમન,
તે હાલ તોડી નાંખશે સેતાનનાં બંધન;
રે કેમ નથી માનતાં? વિલંબ કરતા મા!
ચાલો સર્વે સંઘાત સ્વર્ગીય રાહ.

## ૧૧૫. *The Great Physician now is near.*

૧ તે મોટો વેદ પાસે છે, માયાળુ, પ્રેમી ઇસુ;
આશા દે છે નિરાશને, છે ઘણો રહેમી ઇસુ;
દુતો ગુણ ગાય છે, બાળો તેને ચહાય છે;
દુ:ખિતો હરખાય છે, ઇસુ, પ્રીય ઇસુ.
૨ જે જણે કીધો પશ્ચાતાપ, તેને કહે ત્રાતા ઇસુ,
"સૌ માફ થયાં છે તારાં પાપ", છે મુક્તિદાતા ઇસુ.

૩ તે પર મેં કીધો છે વિશ્વાસ, મને તારે છે ઇસુ;
તે સદા રહે છે મારી પાસ, મજ મદદગાર છે ઇસુ.
૪ તે તમને તારવા છે તૈયાર, પાપીનો મિત્ર ઇસુ;
તે પોતે લેશે પાપનો ભાર, કરશે પવિત્ર ઇસુ.

## ૧૧૬. *Come to the Saviour! Come to the Saviour!*

૧ તારનારને મળો, તારનારને મળો, ઓ પાપે લાદેલા માણસો;
તે સ્વર્ગેથી આવ્યો પ્રેમ અપાર બતાવ્યો,
અને પાપ ધોવા ખોલ્યો ઝરો.

હું તે માનું છું, હું તે માનું છું, છે મળ્યું ઈસુથી મુક્તિદાન,
પાપ મારાં ગયાં સહુ, તેથી આનંદ થાય છે બહુ,
હાલેલુયા! હો ઈસુ સ્તુતિવાન.

૨ વાર કેમ લગાડો? વાર કેમ લગાડો? બચવાને ઉતાવળ કરો સૌ;
વેળ જાએ છે વિતી, મોત આવે છે નકી
અરે જાગીને મુક્તિ પામી લો!
૩ માફી અપાય છે, માફી અપાય છે, માફી મફત, પૂરી મળે છે
ઋણ ખ્રીસ્તે વાળ્યું છે, નિયમશાસ્ત્ર પાળ્યું છે,
કર્યું પ્રાયશ્ચિત છે તારે લીધે.
૪ ઝરામાં પડો, ઝરામાં પડો, તેથી આત્મા થાય છે નિર્મળ;
તેથી બદલાયછે ચાલ, હા, તે શુદ્ધ કરે છે હાલ,
નવો જન્મ લઇ જીવાય સદાકાળ.

## ૧૧૭. *When shall Thy Love Constrain.*

૧ હે ખ્રીસ્ત, મહાપ્રિત તારી ક્યારે જીતશે મને?
આત્મા મારો તને મળી ક્યારે શાંતિ પામશે.
૨ નાશથી તારવા મને તેં તજ્યું સઘળું સુખ;
મેળવવા મજ ગુણહીન મનને સહ્યાં સંકટ ને દુઃખ.
૩ જીતવાને મન મારૂં દેવ પોતે થયો નર;
ને તેણે ક્રૂર મરણ સહ્યું મજ કાજ વધસ્તંભ પર.
૪ તો તન મન સોંપવાને હું કેમ લગાડું વાર?
આ જગથી જુદો થવાને તું સહાય કર, હે તારનાર.
૫ હું શરણ થાઉં છું હારીને લાગુ પાય,
પ્રેમ તારો જયવાન છે, ઇસુ; હું કરીશ તું જે ચહાય.

## ૧૧૮. *Where is my wandering Boy to night?*

૧ મારો ભટકનાર છોકરો, આજ રાત્રે ક્યાં છે રે?
મારો વહાલો દીકરો, તે ક્યારે સુધરશે?

મારો છોકરો ક્યાં છે રે? મારો છોકરો ક્યાં છે રે?
મને વહાલો છે, એ તે જાણે છે,
મારો છોકરો ક્યાં છે રે?

૨ તે કમળના જેવો શુદ્ધ હતો, ને ઇશ્વરને કરતો યાદ;
નિર્દોષપણે કેવો રમતો, મધૂર 'તો તેનો સાદ.
૩ આજે તેને એવો નિર્દોષ, હું જોવા પામું તો
મનમાં થાએ રે કેટલો હર્ષ! રે કેમ નથી આવતો?
૪ જા, મજ પુત્રને શોધી કાઢ! રે ગમે ત્યાંથી લાવ!
તેને રે માનો પ્રેમ દેખાડ; રે કેમ નથી આવતો!

## ૧૧૯. *He was found worthy.*

૧ ખંડણી મારી ભરવાને તે લાયક ઠર્યો
આખા જગતને તારવાને તે લાયક ઠર્યો
એ પ્રીય ઈસુ ( ૩ ) તું લાયક ઠર્યો,
૨ ઈશ્વર સાથ મિલાપ કરવાને, તે લાયક ઠર્યો
પાપીને લીધે મરવાને, તે લાયક ઠર્યો
૩ પવિત્રોનો થવા સરદાર, તે લાયક ઠર્યો
ને થવા પાપનો દંડ ભરનાર, તે લાયક ઠર્યો
૪ પાપ મારાંને કરવાને માફ, તે લાયક ઠર્યો
ને લોહીથી રાખવાને સાફ, તે લાયક ઠર્યો

## ૧૨૦. *Whosoever Will.*

૧ જે કોઈ સાંભળે તે એમ કહે કે, આવ!
સુંદર છે સંદેશો, બધાંને સંભળાવ;
સઘળા પાપીઓનો થઈ શકે બચાવ,
ચાહે તે આવી શકે.
ચાહે તે આવે! ચાહે તે આવે! પાપીઓને પ્રભુ ઈસુ બચાવે;
ભટકનારા, તમને ત્રાતા બોલાવે, ચાહે તે આવી શકે.
૨ ચાહે તે આવે, કોઈ ન લગાડે વાર,
દાખલ થા રે હમણાંજ, ઉઘાડું છે દ્વાર,
વાટ છે ઈસુ પોતે, જીવનનો દાતાર;
ચાહે તે આવી શકે.

૪ ચાહે તે આવે, એમ ખ્રીસ્ત કહે છે ખાસ,
ચાહે તે આવે, પાપ તજી તેની પાસ;
ચાહે તે આવે, લાવ તે પર હાલ વિશ્વાસ,
ચાહે તે આવી શકે.

## ૧૨૧. *Behold Me standing at the door.*

૧ જો, ઉભો રહ્યો છું દ્વારે, તું સાંભળ મારૂં આ વારે!
હે પાપિષ્ટ દિલ, મને સ્વીકારજે, હું આવું નહિ? શું આવું નહિ

હું ઉભો રહ્યો છું દ્વારે, તું મારી વાણી સાંભળજે;
કહે થાકેલ મન લાદેલું પાપથી, હું આવું નહિં? શું આવું નહિં?

૨ મેં વેઠ્યા કાંટા તારે માટ, હું થોભ્યો જોઇને બહુ વાટ;
કહે થાકેલ મન લાદેલું પાપથી, હું આવું નહિ? શું આવું નહિ!

૩ ન કરૂં આજીજી ફોકટ, યાદ કરને મારૂં સૌ સંકટ;
હું મર્યો તારવા તને પાપથી, હું આવું નહિ? શું આવું નહિ!

૪ હું લાવું આનંદ આકાશથી, હું લાવું માફી, પ્યાર, શાંતિ;
કહે થાકેલ મન લાદેલું પાપથી, હું આવું નહિ? શું આવું નહિ!

## ૧૨૨. *A Ruler once came to Jesus by night.*

૧ મધરાતે એક હાકેમ ઇસુ પાસે જાય;
ને પુછે "પ્રભુ, મારૂં તારણ કેમ થાય?"
સાદ ઉત્તર પ્રભુ તેને ઝટ આપી દે: "તું નવો જન્મ લે."

તું નવો જન્મ લે, તું નવો જન્મ લે,
હું ખચિતજ તને કહું છું રે, તું નવો જન્મ લે.

૨ રે માનવી વંશ ધ્યાન ખેંચો ગંભીર,
પાપીઓને તારવાને વહે રૂધીર,
આ શુભ સંદેશો, કોઇ ન તજી દે—"તું નવો જન્મ લે."

૩ સ્વર્ગવાસી થએલાં હોય પ્રીતમ કે બાળ,
જે રાહ જોતાં હોય તને મળવા કો કાળ,
જે ચાહે સ્વીકારે તે તરત ધ્યાન દે ને નવો જન્મ લે."

૪ છે આત્મિક આ બનાવ, ને બદલે સ્વભાવ,
ને જુની ચાલ મરે તે દેવનો ઠરાવ,
જે કરે પસ્તાવો ને વિશ્વાસ ધરે તે નવો જન્મ લે."

## ૧૨૩. *Tell me the old, old Story.*

૧ મને સુવાત સંભળાવો, હું સાંભળું ફરીથી,
કે ઇસુ છે દયાળુ, ભરપુર છે પ્રીતિથી.
મને તે વાત સમજાવો, હું બાળક છું નાદાન,
પાપથી હું છું ભરેલો, કમજોર ને ગરજવાન.

મને સુવાત સંભળાવો, મને સુવાત સંભળાવો,
મને સુવાત સંભળાવો, કે ખ્રીસ્ત છે પ્રીતિવાન.

૨ વાત વારંવાર સંભળાવો, કે તેને કરૂં યાદ;
સુવાર્ત્તા સાંભળ્યાથી, મનમાં થાય હર્ષનાદ.

મુક્તિનો મર્મ બતાવો, કે ઇસુ આવ્યો છે,
પોતાના મૂલવાન લોહીથી, મને બચાવ્યો છે.
૩ મને ફરીથી યાદ દો, દરિદ્રિ છું બીમાર,
ને ગમ ને દુઃખને લીધે, નિર્બળ હું છું લાચાર;
પ્રીતિની વાત સાંભળીને, દિલાસો પામું છું,
ને ખ્રીસ્તનું નામ લઇને, આભાર હું માનું છું.
૪ મને સુવાત સંભળાવો, ને જો તમને લાગે,
કે આ જગતની માયા, ફસાવતી હોય મને;
તો ચેતાવો મને, સંભળાવી તે સુવાત,
કે ખ્રીસ્ત ઇસુના રક્તથી, હું શુદ્ધ થાઉં સાક્ષાત.

## ૧૨૪. *Why not to night?*

૧ રે પ્રભુનો ન કર નકાર! આંખ મીચી તું ન ચાહ અંધકાર!
પ્રભુની દયા મળશે અહિં, જો બચવું હોય તો હાલ કેમ નહિ?
૨ રે કાલને કોણે દીઠી છે? ને મોત આવે તો કોણ રોકે?
આવો પ્રસંગ રે મળશે કહિં? જો બચવું હોય તો હાલ કેમ નહિ?
૩ હાલ ઇશ્વર કરે છે દયા! તારાપર છે તેની માયા!
વિચાર શું નથી મનની મહિં? જો બચવું હોય તો હાલ કેમ નહિ?
૪ પ્રભુ કરશે તારો આવકાર, તુજ વાટ જુએ છે હાલ તારનાર!
વિશ્વાસથી આવ, ઇસુ છે અહિં! જો બચવું હોય તો હાલ કેમ નહિ?

## JUDGMENT.

## ન્યાયનો દિવસ.

---

**૧૨૫.** *Maha mahimae Prabhu Isu avshe.*

૧ મહા મહિમાએ પ્રભુ ઇસુ આવશે જો,
પવિત્ર દુતોની તે ફોજ સાથે લાવશે જો.
૨ રણશિંગડાના નાદ ત્યારે વાગશે જો,
સર્વ સુઆં તે મુડદાં ઉઠી જાગશે જો.
૩ બકરાં ઘેટાંથી જ્યારે જુદાં પાડશે જો,
ત્યારે પાપી લોકો થરથર કાંપશે જો.
૪ કહેશે પહાડોને પડો પણ નહિ ઢાંકશે જો,
પાપ ન તજે તે નિશ્ચે નરક સાંખશે જો.
૫ પાપી હાય હાય કરીને પોકારશે જો,
તે દુઃખમાંથી કદી નહી કહાડશે જો.
૬ પ્રભુ પોતાના લોકોને બોલાવશે જો,
અનંત સુખનો તે વારસો આપશે જો.
૭ પ્રભુ ઇસુપર વિશ્વાસ જે રાખશે જો,
પાપથી બચીને સ્વર્ગનું સુખ ચાખશે જો.

## ૧૨૬. *The Roll Call.*

૧ જ્યારે હાજરી લેશે સ્વર્ગમાં, જીતનારાનાં નામ વંચાય;
હાજર થઈશ મારા ઠામમાં વિજયાનંદ મને થાય.
દુતો હાજરી પત્રક વાંચે, હવે તેની નથી વાર;
મારૂં નામ જ્યારે બોલશે, ઉતર આપવા છું તૈયાર.
૨ જ્યારે હાજરી લેશે સ્વર્ગમાં મુક્તિફોજ હાજર થશે,
ઉજળાં વસ્ત્ર સૌ પહેરી દેવની આગળ ઉભા રહે,
૩ જ્યારે હાજરી લેશે સ્વર્ગમાં, થરથર કાંપશે પાપી લોક;
પાપની ભારે સજા પામી, સર્વકાળ લગ કરશે શોક.

## ૧૨૭. *I dreamed that the Great Judgment morning.*

૧ મેં સ્વપ્નમાં સંદર્શન જોયું, કે ઇન્સાફનો દિવસ આવ્યો;
સર્વ દેશના લોકો હાજર થયા, સફેદ રાજ્યાસન આગળ સૌ;
રાજ્યાસન પાસેથી એક દૂતે જળસ્થળ પર જઈ મૂકયા પાય;
હાથ ઉંચો કરીને સમ ખાધા, કે "હવે વારજ નહિ થાય!"
રે રડાપીટ કેવી સંભળાઈ, દુષ્ટ લોકો દંડાયા તે પળ;
કહે "પર્વતો અમપર પડો રે," ને નરકમાં પડતાં તત્કાળ.
૨ મેં દ્રવ્યવાન માણસને જોયો, તેનાં નાંણાની ન મળે પઇ;
તે વેળાએ કંગાળજ હતો, ઋણ તેનાં કદી નવ ભરાય;
મહા પુરૂષ પણ ત્યાં ઉભો હતો, પણ મટી ગઈ તેની મોટાઈ;
જે દૂત તેની નોંધને તપાસતો, મોટાઇની નોંધ નવ પામ્યો કંઈ

૩ મેં વિધવા, અનાથને પણ જોયાં, સંભળાઈ તેઓની પ્રાર્થના;
સ્વર્ગમાં પરમ સુખ તેઓ પામ્યાં, ત્યાં સુખ ભોગવશે સર્વદા;
જુગારી ને છાકટા હતા, ને દારૂના વેપારી પણ,
જે મુક્તિ પામવાને નવ ચહાતા, નરકમાં પડયા રે તત્ક્ષણ.
૪ મેં ધર્મના ઢોંગીને દીઠો, ત્યાં નવ ચાલ્યું ધર્મનું ડોળ;
આ જગમાં તે માનવંત ગણાયો, પણ ત્યાં પ્રગટ થઇ તેની પોળ!
જેઓ મુક્તિ પામવાને ઢીલ કરતા, ને રોજ કાલનો વાયદો કીધો,
બચવાને જદ છેલ્લો લાગ ફાવ્યો, તદ તેને પણ જવા દીધો.

## ૧૨૮. *Turn to the Lord.*

૧ નરક ઉંડુ છે ઘોર અંધકાર, રે પાપી પસ્તાવો કર!
સ્વર્ગ છે અજવાળ સુખ અપાર, પ્રકાશ કરે તારા પર.
પાપથી ફરીને માફી પામો; સદા ગાવ ઇશ્વર સ્તુતી.
સ્તુત્ય થઓ તેનું નામ, આપનાર છે પુરી મુક્તિ.
૨ નરક આગ છે, નહિ હોલાય રે પાપી બચ તે દુઃખથી!
ઇસુ તારનાર તને આપે મફત ને પુરી મુક્તિ.
૩ મરતો જો ઇશ્વર અવતારને પાપી ફર તું મરશે કેમ?
આવી ભજ આ તારનારને, મુક્તિ પુરી મળશે એમ.

## ૧૨૯. *When the Mighty Trump.*

૧ રણસીંગડું આકાશથી હાલ વગાડતાં જો!
સર્વ લોકો મુએલાં ઉઠી જાગતાં જો?

રણસીંગડું જ્યારે વાગશે બોલાવવા તમને,
પાપીઓ તૈયાર થાવ દેવને મળવાને.

૨ દુતોની ફોજ સાથે ઈસુ આવતો જો!
રે પાપી, નાશ પામનાર, તમે શું કરશો?
૩ પાપીઓ પીડાશે સદા નર્કની માંય;
પવિત્રો આકાશમાં હમેશાં હરખાય.

## ૧૩૦. *Day of Judgment, day of wonders.*

૧ ઈન્સાફ દહાડે! અચરત પામી રણસીંગડાના નાદ સાંભળો!
ગર્જે છે હજાર ગર્જનાથી, આખી સૃષ્ટિ હાલતી જો!
ગભરાએ છે, ગભરાએ છે પાપીઓ.
૨ જુઓ આવતો ન્યાય કરનાર, તાજ પહેરીને માથાપર;
જે તૈયાર તેઓને તારનાર, સુખનું વચન આપશે ભર;
પ્રીય ત્રાતા, મને પણ તું કબુલ કર.
૩ આવશે જ્યારે ઈન્સાફ દહાડો, રે પાપીઓ શું કરશો!
નિરાશ થઈને તમે ત્યારે, પાપના હાલથી કેમ ફરશો!
રે પાપીઓ, નારકી અગ્નિમાં પડશો!

## ૧૩૧. *You'll see the Judge.*

૧ ન્યાય કરનાર ઉતરી આવશે, તે મહાન દહાડે.
સુંદર, મધુર સ્વર્ગી સંગીત આપણે સૌ સાંભળીશું
૨ તમે જગતને બળતું જોશો, તે મહાન દહાડે.
૩ પાપી દુઃખથી હાય હાય કરશો, તે મહાન દહાડે.
૪ તમે બીકથી થર થર કાંપશો, તે મહાન દહાડે.
૫ ફોજ અમારી તૈયાર થશે, તે મહાન દહાડે.

## ૧૩૨. *Trim your Lamps.*

૧ હરખાવ સીપાઈ સમય પાસે છે
જ્યારે પ્રભુ ઇસુ આવશે, તમને બોલાવવાને.
મસાલો લઈને તેને મળવા જાઓ.
૨ ગર્જશે ગર્જના, થશે અંધકાર.
પાપી લોકો કરશે પોકાર, "પહાડો અમપર પડો."
૩ પ્રભુની ફોજ સદા જયવાન,
ઇસુની આગળ ગાશે ગાન, સર્વ દુઃખથી બચીને.
૪ આવશે પ્રભુ જો લાગે વાર,
તો પણ પાપી કરો તૈયાર, મુક્તિની મસાલો.

## ૧૩૩. *All hail the power of Jesu's name.*

૧ સૌ ખ્રીસ્તને કરો નમસ્કાર, દૂતો પાયે લાગો;
રાજમાન મુગટને લાવો બહાર, ને તેને પહેરાવો.
૨ સૌ જાત ને કોમ, હા, સર્વ પૃથ્વિ, તેની આગળ આવો!
તેને સર્વ મહિમા આપી તાજ તેને પહેરાવો.
૩ હે આદમ સંતાન સૌ પાપી, ઇસુનો હક્ક માનો;
લો મુક્તિ તેની કૃપાથી, તાજ તેને પહેરાવો.
૩ રે સ્વર્ગી ફોજ સાથે આવી પડો રે ઉભા સૌ.
ગાઓ રે સનાતન સ્તુતિ, તાજ તેને પહેરાવો.

## ૧૩૪. *Masih Tu mera Pyara hai.*

૧ ઇસુ તું પ્રાણ પ્રીય મારો, ને મનનો છે પ્રકાશ;
તું મારે બદલે મરાયો, હે મારા પ્રીતમ ખાસ.
૨ સેતાનના બંધમાં હું રે' તો, ને હતો પાપનો દાસ;
પણ તેં મારાપર પ્રેમ કીધો, હે મારા પ્રીતમ ખાસ.
૩ હું થયો જખમી ને લાચાર, ને મુકવા લાગ્યો આશ;
પણ તું થયો મારો તારનાર, હે મારા પ્રીતમ ખાસ.
૪ સૌ લોકે મારો ત્યાગ કીધો, કોઇ ન'તું આવતું પાસ;
પણ મને સોડમાં તેં લીધો, હે મારા પ્રીતમ ખાસ.
૫ હવે, ઇસુ, હું તારો છું, રાખી સત્ય વિશ્વાસ,
સૌ કરતાં તને ચાહું છું, હે મારા પ્રીતમ ખાસ,

## ૧૩૫. *Kevo Anana maro.*

૧ કેવો આનંદ મારો! (૨) મારાથી નહિ કહેવાય!
પ્રભુ ઇસુની દયા થકી, મારાં સઘળાં પાપ ધોવાય!
૨ ભેગા થઈશું, ગીતો ગાઈશું, આનંદ કરીશું
મજ કાજ આવ્યો સ્વર્ગ મૂકી તેને ભજીશું.

૩ પાપ ને સંકટ, નરકનું દુઃખ ગયાં ઇસુથી;
ઓ પ્રભુ ! ઓ પ્રીય પ્રભુ, હું બદલાયો તુજ થકી.
૪ ઇસુ ખ્રીસ્તની દયાથી અમે બચી ગયાં છીએ;
માટે તેનો મહિમા અમે પ્રગટ કરિયે છિયે.
૫ સોનેરી તાજ ને ઉજળાં વસ્ત્ર સ્વર્ગમાં પહેરીશું;
ધજા ઉડાવી જયનાં ગીતો સાથે ગાઇશું.

## ૧૩૬. *Mara Pranpriya Isu, maro sauthi vhalo Tun.*

મારા પ્રાણપ્રીય ઇસુ, મારો સાથી વહાલો તું
સૌથી વહાલો તું છે, પ્રભુ, સૌથી વહાલો તું !

૧ ઇસુ નામે મિત્ર મળ્યો પ્રેમી છે અપાર.
તેથી મને સંતોષ વળ્યો, પરમપ્રીય પ્રભુ.
૨ દુઃખમાં આપે છે દિલાસો, ઇસુ મદદગાર;
મારી ચિંતા ને નિસાસો, તેપર હું નાંખું.
૩ આખું સંસાર મને તજે, સેતાન કરે જોર;
ઇસુ પ્રીતમ પાસેજ રહે છે, શાથી હું ડરૂં ?
૪ તેણે મારાં સંકટ માથે, સર્વે લઇ લીધાં;
તંગીમાં તે રહે છે સાથે, જાણી મન મારૂં.
૫ મને નાશથી તે ઉગારી, કદી ન થાય દૂર;
સદા મારો સહાયકારી, છે પ્રભુ ઇસુ.
૬ અગ્નિકોટ છે ચારે બાજુ, મને શાનો ભય !
સંભાળ મારી કરશે પ્રભુ, તેનો વહાલો હું.

## ૧૩૭. *Isu Tento mane bachavyo.*

૧ ઇસુ તેં તો મને બચાવ્યો, આપ્યો મને ઉદ્ધાર;
ઓ! જો તારી મીઠી પ્રીતિ, ચાખે સૌ સંસાર, ઇસુ મારો!
૨ મન મારૂં તેં હરી લીધું છે, સેતાનને કહાડયો બહાર;
પાપ મારાં તો દુર થઈ ગયાં, તારા લોહીની ધાર, ઇસુ મારો!
૩ તારે લીધે જગત કંટાળે, નિંદા કરે અપાર;
તું તો કદી મને નહિ છોડશે, સદા સાથે રહેનાર, ઇસુ મારો!
૪ જગના તમાશા જગની સોબત, સૌનો કરીશ નકાર;
પ્રેમી ત્રાતા મરણ સુધી, ન તજું કોઈ વાર, ઇસુ મારો.
૫ જ્યારે મુકાશ મારી કાયા, સંગતે તારી રહેવા,
મને બોલાવવા દૂતો આવશે, સ્વર્ગે લઇ જવા, ઇસુ મારો.

## ૧૩૮. *Chahe mano ke na mano.*

ચાહે માનો કે ન માનો; હું તો ઈસુનો સીપાઈ છું.

૧ મેં સર્વ કીધું છે અર્પણ, લોકને પમાડવા તારણ.
વહે છે મુક્તિનું ઝરણ; ચાહે માનો કે ન માનો.
૨ હું ખ્રિસ્તની આજ્ઞા પાળું; ને તેના જેવો ચાલું,
લોકોને પાપથી વાળું; ચાહે માનો કે ન માનો,
૩ ઇસુએ સ્તંભ ઉઠાવ્યો, ને મારો પ્રાણ બચાવ્યો,
પાપમાંથી કાઢી લાવ્યો; ચાહે માનો કે ન માનો.
૪ જગને ઇસુએ જીત્યું, તારવાને મરણ વેઠયું,
ને મને તારણ દિધું; ચાહે માનો કે ન માનો.

## ૧૩૯. *Anand thayo re !*

આનંદ થયો રે ! આનંદ થયો રે ! આનંદ થયો રે ! બહુ આનંદ થયો રે

૧ ખરી વાટ મુકી, પાપ મધ્યે હું ભટકતો;
મારા કાને દેવવાણી, બોલતાં સાંભળી.
૨ ગયો પાપનો બોજ, છુટો થયો પ્રાણ મારો;
પાપ અમાપનો પશ્ચાતાપ, મેં કીધો જ્યારે.
૩ મળ્યું મુક્તિદાન, દેવે અંગીકાર કીધો;
દત્તકપુત્ર હું થયો, દેવ કુટુંબ મધ્યે;
૪ વિશ્વાસુ થઇ, ખ્રીસ્તને કાજ હું લડવાનો;
પાપ વિરૂદ્ધ હું કરીશ યુદ્ધ, પછી જય મળશે.

## ૧૪૦. *Maran pap dhovayan chhe.*

આવોરે આવો વિશ્વાસથી આ લોહીના તીર્થમાં;
તે થકી તમારૂં હૃદય બરફના જેવું શુદ્ધ થશે.

૧ મારાં પાપ સૌ ગયાં છે તેઓનું નથી નિશાન;
કલંક સૌ ધોવાયાં છે, લોહીમાં કરીને સ્નાન.
૨ જુઓ લજ્જા બીકનો ભાર તેમાં ડુબી જાએ છે;
ચિંતા બદલે ચેન અપાર હવે મનની માંહે છે.
૩ લાલચ લોભ રહેતાં નથી; જગનું દ્રવ્ય ધૂળ જેવું,
વધસ્તંભમાં છે ખુશી. આથી મોટું સુખ કેવું ?
૪ વૈરીથી હું નહિ બીહું, યુદ્ધ કરવાની છે ઇચ્છા,
બળ ઇસુથી પામું છું; આવીને આ તીર્થમાં.

## ૧૪૧. *Lage bahu Vhalun Tarun Nam.*

લાગે બહુ વહાલું તારૂં નામ તારનારૂં, નામ તારનારૂં તારૂં નામ તારનારૂં.

૧ અઘથી છોડાવનારૂં, મોક્ષ માંહે તેડનારૂં.
કેમ રે વિસારૂં સારૂં, નામ તારનારૂં?

૨ કનક આવ્યું છે હાથ, અહું કેમ અન્ય જાત;
રહું દીન રાત નાથ, નામ તારનારૂં?

૩ મમ મન ભૂલે જો તે, શુદ્ધ કર જોઈ તો તે;
શિલા લેખ પેઠે ચોંટે, નામ તારનારૂં?

૪ ભલે દુઃખ શિર તૂટે, વેરી થાય જુથ્થ જુથ્થે;
કદી ન વિખુટે છુટે, નામ તારનારૂં.

## ૧૪૨. *Isue bachavi lidho maro Pran.*

ઇસુએ બચાવી લીધો મારો પ્રાણ.

૧ ત્રાતા ઇસુની પાસ પામો મુક્તિ આશ, તે તારવા છે શક્તિવાન.
૨ કાપશે સઘળાં પાપ, કાપશે તેનો શ્રાપ, સૌથી આપશે પુરૂ ત્રાણ.
૩ દારૂ, અફીણ, સૌ વ્યસન મુકી દો, ઇસુ નસાડશે સેતાન.
૪ સાંભળ, હે સંસાર આ શુભ સમાચાર, છુટકો છે મુક્તિદાન.

## ૧૪૩. *Sambhlo, Sambhlo.*

૧ સાંભળો સાંભળો સુભ સુવાર્તા, મુક્તિ ફોજથી રે લોલ;
૨ મારૂં મન થયું છે શુદ્ધ ઇસુના લોહીથી રે લોલ.
૩ હું તો ગયો ઇસુની પાસ, મુક્તિ પામવા રે લોલ;
૪ આપી આપી મને શાંતિ ઘણા હરખથી રે લોલ.
૫ જાણો જાણો સઘળા લોક કે ઇસુ તારશે રે લોલ.
૬ પાપને કરો પસ્તાવોરે તેને તજવા રે લોલ.
૭ ખ્રિસ્તપર તમે વિશ્વાસ લાવો માફી પામવા રે લોલ.

## ૧૪૪. *Isue mane Tarva maran sahyun.*

राग: "तूं तो मसीहा मोरी आंखोंका तारा."

ઈસુએ મને તારવા મરણ સહ્યું, તેનાપર વિશ્વાસ હું રાખું છું!
ઇસુના પુન્ય થકી મારૂં તારણ થયું, તેનાપર વિશ્વાસ હું રાખું છું.

૧ ઈસુના દિલમાંથી લોહી ઝરે છે, તેથી શુદ્ધ થાય પાપી જન;
દુષ્ટમાં દુષ્ટ હોય તેને શુદ્ધ કરે છે, તેથી રે સાફ થયું મારૂં મન.
૨ વિશ્વાસે જ્યારથી મેં તેને દીઠો, ત્યારથી ગાઉં છું તેના ગુણ;
સૌના કરતાં તેનો પ્રેમ લાગે મીઠો, વળી ગયું મારાં પાપનું ઋણ.
૩ મોત લગી હું સત્ય સાક્ષી પૂરીશ, ઇસુએ તાર્યો છે મારો પ્રાણ;
મરણકાળે પણ તેની સ્તુતિ કરીશ, સ્વર્ગે જઇને કરીશ વખાણ.

## ૧૪૫. *My Hope is built on nothing less.*

૧ મારી આશાનું બાંધ્યું ઘર, ઇસુના રક્ત ને ન્યાય પર;
બીજો પાયો ન ગ્રહું હું, ઇસુ પરે અઢેલું છું
ખ્રીસ્ત ખડક પર હું છું નિર્ભય, અન્ય આશાથી થશે ક્ષય.
૨ જ્યારે મને ઘેરે અંધકાર, જાણું છું તે છે અવિકાર;
ગમે તેવી થાએ આંધી, પણ લંગર મજ ખસનાર નથી.
૩ તેનું લોહી ને કરારો, રક્ષે બીકથી આત્મા મારો;
જો સંધુ મારૂં જતું રહે, આશા મારી છે તે ત્યારે.
૪ આવશે રણસીંગ નાદથી જ્યારે, તેનો દેખાઉં હું ત્યારે;
ઉજળાં વસ્ત્ર ત્યારે પહેરી, તૈયાર હોઉં સન્મુખ તેની.

## ૧૪૬. *Oh! for a thousand tongues to sing.*

૧ જો મારી હોત જીભો હજાર, તો કેવું સારૂં થાત!
એમ મારા ખ્રીસ્તનો પ્રેમ અપાર, સર્વ ભાષામાં ગવાત.
૨ હે દયાળુ ધણી, પ્રભુ, તું કરજે સહાય, મારી.
કે આખા જગમાં ફેલાવું, મહામોટી પ્રીત તારી.
૩ ઇસુના નામથી મટે બીક, ને દુઃખ પણ નાસે દૂર.
પાપી બચીને થાય ભાવિક, ને લડવા બને શૂર.
૪ તેથી નાશ થાય પાપની શક્તિ, ને છુટી જાય કેદી!
ને મહાપાપી પામે મુક્તિ, ઇસુના પુન્યથી.

## ૧૪૭. *I've found the Pearl.*

૧ મને મળ્યું અણમૂલ મોતી, આનંદે ગાય છે મન;
હરખાયા વિના ચાલે નહી, મને છે કેવું ધન!
૨ ખ્રીસ્ત મારો છે સૌનો પ્રભુ, રાજાઓનો રાજા;
ન્યાયનો સુરજ છે ઇસુ: તે છે જગત્રાતા.
૩ ખ્રીસ્ત છે મજ અન્ન, ખ્રીસ્ત છે મજ જળ, ઔષધ, તંદુરસ્તી,
મજ શાંતિ, આનંદ, તથા બળ, ધન મારૂં ને કીર્તિ.
૪ મજ ખ્રીસ્તમાં મિત્ર ને પિતા, પ્રીતમ ને પ્રેમી ભાઇ,
મધ્યસ્થી કરનાર આકાશમાં, એ સર્વે ગુણ સમાય.
૫ મજ ખ્રીસ્ત છે સૌ કરતાં ઊંચો, મજ ખ્રીસ્તને શું કહું?
છે ખ્રીસ્ત પહેલો, છે ખ્રીસ્ત છેલ્લો, મજ ખ્રીસ્ત છે મારૂં સહુ.

## ૧૪૮. *I'm a Soldier bound for Glory.*

૧ સ્વર્ગમાં જનાર હું છું સીપાઈ, સ્વર્ગીં દેશ છે મારૂં ઘર,
આવો, સાંભળો મારી સાક્ષી, નવું મન આપ્યું ઈશ્વર.

ખ્રીસ્ત છે વહાલો, હાલિલુયા! ખ્રીસ્ત છે વહાલો મને બહુ;
ખ્રીસ્ત છે મારો વહાલો ત્રાતા, હું પણ તેનો વહાલો છું.

૨ હું કેમ કરી યુદ્ધમાં આવ્યો, એ હું હાલમાં તમને કહું:
ખ્રીસ્તનો પ્રેમ મજપર રેડાયો, તેથી નમી ગયો હું.
૩ જ્યારે મેં યુદ્ધ કરવા માંડયું, લોકે કહ્યું, "ટકશે નહિ"
ભૂલ મોટી તેઓએ ખાધી, આજ લગ હું છું ફોજની મહિં.

૪ ઘણા લોક અચરત પામે છે ફેરફાર જોઇ મારામાં;
આ તો બધું દેવનું કામ છે; તે તારે છે હમણાં.
૫ મોત નદી પર જ્યારે આવું, યોદ્ધા જેવો હું ગાઇશ;
"મુક્તિ મને દે છે ઇસુ," ગાતાં ગાતાં સ્વર્ગે જઇશ.

## ૧૪૯. *Oh Jesus oh Jesus.*

૧ ઓ ઇસુ, ઓ ઇસુ, પ્રીત તારી કેવી મહાન!
હું તુજ પ્રેમસાગરમાં, સો કાળ લગ કરૂં સ્નાન;
ને સ્વર્ગની ભણી જતાં, આ મારૂં ગીત થશે;
"હું મહાપાપી હતો, પણ ઇસુ મુઓ છે."
૨ જો, ઇસુનો સ્તંભ અને કાંટા, ભાલા, તાજ,
તેના પાંચ ઘાઓથી પ્રેમ પ્રગટે મારે કાજ;
આહા! તે પ્રીતના સિંધુ! તે ભણી દોડીશ હું,
હું મહાપાપી હતો, પણ મુઓ છે ઇસુ,
૩ હું હવે આવું છું, મજ પ્રીય ઇસુ પાસ,
થોડા વખત પછી, તે સ્વર્ગે મળશે ખાસ!
મોતીના દ્વારપર પહોચી, હું આ હક્ક કરવાનો,
હું મહાપાપી હતો, પણ ઇસુ મરાયો.
૪ હા; સ્વર્ગી આનંદમાં, સદા પ્રભુની સંગ,
હું વીણા વગાડી ને કરીશ બહુ ઊમંગ;
ને તેના તાર વગાડતાં, આ થશે મારૂં ગીત,
મજ મહાપાપી માટે, ઇસુ થયો પ્રાછીત!

## ૧૫૦. *By the Blood my Saviour shed upon the Tree.*

૧ જુઓ, મારે કાજ મરવા, ઇસુ આવ્યો આ જગમાં,
અનંતકાળના દુ:ખથી મને બચાવવા તે પ્રેમથી બળીદાન થયો.

ઈસુના પ્રેમથી મળી છે મુક્તિ, કરો સ્તુતિ, હાલેલુયા!
મારૂં મન પણ સાફ છે તેના લોહીથી, તેને વાસ્તે હું જીવીશ.

૨ હું મારી પ્રીતિ દેખાડીશ, ને દરેક રોજ તેને સોંપીશ
મારૂં આખું મન, કે સર્વ જાણે, મારો ઇસુ છે સુપ્રીતિ.
૩ આશા મારી એવી છે, કે તેનો મહિમા વધે,
ને આખી પૃથ્વીપર આ વાત સંભળાય, કે ઇસુ છે જગત્રાતા.

## ૧૫૧. *Golden Harp.*

૧ ફોજને જુઓ. સ્વર્ગમાં જાયછે, પામશે મહેલો ચળકતા;
જ્યાં ઉજળાં વસ્ત્ર પહેરાય છે, સ્વર્ગી વીણા વાગે ત્યાં.

સોનેરી વીણાઓ છે સ્વર્ગમાં ઉજળાં વસ્ત્ર છે તૈયાર;
સાથે ચાલો હાલેલુયા વાટમાં, નીલ આકાશની પેલે પાર.

૨ ગાનારાંની હાલેલુયા સંગમાં, જ્યાં સ્વર્ગવાસીઓ રહેછે;
મીઠા રાગ પૂરા ઉમંગમાં, ગાવા માટે ચાલો રે.
૩ ચાલો, જીવનની નદીપર, મુક્તિના સુરવીરો છે;
જે સાચા રહ્યા પૃથ્વીપર, તેઓ અમને ત્યાં મળશે.
૪ પાપી, આવો, હાલેલુયા ફોજમાં, સંગમાં ચાલો સ્વર્ગી દેશ,
ઉજળાં વસ્ત્રો, જયની વીણા, પામી ખુશ રહેશો હમેશ.

## ૧૫૨. *Happy in the Lord.*

૧ હું છું ઇસુનો સીપાઇ, ખુશી, ખુશી, ખુશી !
છે ઘર મારૂં પ્રભુને તહીં, ખ્રીસ્તમાં છે ખુશી !
મોત નદીપાર જઇશુ, હાલેલુયા ! હાલેલુયા !
મોત નદીપાર જઇશુ, ખ્રીસ્તમાં છે ખુશી !
૨ હું જગને પાપને તજું છું, ખુશી, ખુશી, ખુશી !
ને ઇસુ ખ્રીસ્તને ભજું છું, તેમાં છે ખુશી.
૩ છે ઘણા સુંદર આવા દેશ, ખુશી, ખુશી, ખુશી !
પણ સ્વર્ગ સુંદર છે વિશેષ, ખ્રીસ્તમાં છે ખુશી.
૪ મોત ત્યાં કદી આવશે નહિ, ખુશી, ખુશી, ખુશી !
દુ:ખી, માંદા નથી તહીં, ખ્રીસ્તમાં છે ખુશી.

## ૧૫૩. *My Jesus I Love Thee.*

૧ ઇસુ તારી ઉપર છે પ્રીતિ મારી,
તજી સઘળાં પાપ કરૂં સેવા તારી;
હે દયાળુ દેવ, મારા મનનું અજવાળ,
સૌથી તારા પર મારી પ્રીતિ છે હાલ.

૨ આદીથી અંત સુધી તું કરનાર છે પ્રીત,
ને મારે કાજ મરી થયો છે પ્રાયશ્ચિત;
તેં સઘળાં દુઃખ સહ્યાં, હે ઇસુ માયાળ,
સૌથી તારા પર મારી પ્રીતિ છે હાલ.

૩ જીવતો કે મરતો હું સાંભળું તારી વાણુ,
ને જ્યાં લગ છે સ્વાસ તારૂં કરીશ વખાણ,
ને ગાઇશ જ્યારે આવશે મરણનો કાળ,
સૌથી તારા પર મારી પ્રીતિ છે હાલ.

૪ આકાશી મુકામમાં, આનંદી અપાર,
ભક્તિ પ્રેમ કરવાને હું હોઇશ તૈયાર;
પહેરી સ્વર્ગી મુગટ ગાઇશ સદાકાળ,
સૌથી તારા પર મારી પ્રીતિ છે હાલ.

## ૧૫૪. *I am Saved.*

૧ મળી છે! મળી છે! મને મુક્તિ પુરી;
બચાવ્યો, ઇસુએ સૌ પાપથી, સૌ પાપથી.

હાલેલુયા, હાલેલુયા, હાલેલુયા, જય ઇસુની!
હાલેલુયા, હાલેલુયા, હાલેલુયા, આમેન!

૨ પ્રેમ અપાર, પ્રેમ અપાર, મને ખ્રીસ્ત કરે છે;
કહ્યું મને તેણે, "સુખી રહે, સુખી રહે"

૩ શુદ્ધ છે! શુદ્ધ છે! અંત:કરણ મારૂં;
મળી શાંતિ મને અતિ સુખ પણ ખરૂં!

૪ ગાઓ ગીત, ગાઓ ગીત, હીમતવાન સીપાઇઓ;
ખ્રીસ્તની મોટી પ્રીતિ વખાણો, વખાણો.

## ૧૫૫. *We'll all shout Hallelujah !*

૧ કેવું ધન્ય તેને, તારનારને માને જે,
તેનું દ્રવ્ય છે આકાશની માંય.
ખ્રીસ્તમાં રહે જેનું મન, તેના સુખનું વર્ણન,
જીભથી કદી કો' વાર ન કહેવાય.
પોકારીશું, "હાલેલુયા, !" વાટમાં ફોજ ચડાવીને;
સ્વર્ગી દુતો સાથ મળી ખ્રીસ્તની પ્રીતિ વખાણી
આખો દિવસ આનંદ કરીશું અમે.

૨ છે તે દિલાસો મારો, ઇશ્વરે મને આપ્યો,
કેમકે ઇસુએ કીધું છે પ્રાછીત,
હાલ કરૂં છું વિશ્વાસ, પામું છું બહુ ઉલ્લાસ,
સ્વર્ગી આનંદ મળ્યો છે ખચીત.
૩ ઇસુ આખો દહાડો, સત્યાનંદ છે મારો!
પ્રભુ કરે કે સહુ બચી જાય!
મજપર થઇ કૃપાવાન, તેણે આપ્યો છે પ્રાણ,
કે મજ નાલાયકનું તારણ થાય.

## ૧૫૬. *Christ for me.*

૧ મન મારૂં સ્થીર છે તારાપર, ખ્રીસ્ત મારો,
ઠરાવ કીધો છે ખરેખર, ખ્રીસ્ત મારો,
છે રાજા, યાજક, સદ્દગુરૂ, જેણે મને તારણ દીધું.
ને જ્યાં લગ સ્વાસ છે હું ગાઉં, ખ્રીસ્ત મારો.

૨ ધન વિશે છો ફુલે બીજા! ખ્રીસ્ત મારો,
તે ધન ન ખુટે સર્વદા, ખ્રીસ્ત મારો,
તમારૂં સોનું જાય ઘસી, તમારૂં માન ટકનાર નથી,
મજ દ્રવ્ય રહે હમેશ લગી, ખ્રીસ્ત મારો.
૩ હું માંદો અથવા સાજો હોઉં, ખ્રીસ્ત મારો,
જો નિર્ધન અથવા ધનવાન થાઊં, ખ્રીસ્ત મારો,
ને જ્યારે આવશે મૃત્યુકાળ, ને ભવસાગરની મુકું પાળ
ત્યારે મને નહિ લાગે ફાળ, ખ્રીસ્ત મારો.
૪ હાલ મારૂં ગીત કોણ ગાઇ શકે, ખ્રીસ્ત મારો.
મજ સત્ય, વાટ ને જીવન છે, ખ્રીસ્ત મારો."
તો મનોમન ને હાથોહાથ, ચાલીશું મેળવીને સંગાથ.
સૌ દેશમાં પોકારી આ વાત, ખ્રીસ્ત મારો."

## ૧૫૭. *Christ now sits on Zion's hill.*

૧ ઈસુ ખ્રીસ્ત છે તારનાર, પાપીનો કરશે આવકારઃ
આવી તેના સેવક થાવ, અર્પણ થઈ સાથે ગાવ.
ઈસુ ખ્રીસ્તનો સીપાઈ, નિત્યાનંદ સર્વકાળ સુધી.
૨ કેવો ત્રાતા છે મારો, મારો ભાગ કેવો સારોઃ
થઇને તેનો સીપાઇ, તેને કાજ કરીશ લડાઈ.
૩ મારી સામે ઊઠે જગ, તો પણ લડીશ મરણ લગ.
સૌ કરતાં છે દેવ બળવાન, મને કરે છે જયવાન.

## ૧૫૮. *I've found a Friend in Jesus.*

૧ ઇસુ છે મારો મિત્ર તે મારો છે પ્રીતમ,
ને બીજા સૌ કરતાં મને વહાલો;
છે ખીણાની ગુલછડી ને સૌ કરતાં ઉતમ,
શુદ્ધ કરી ને સાફ રાખે છે મન મારૂં;
દુ:ખમાં દે છે દિલાસો, સંકટમાં રાખે સ્થીર,
ને કહે છે મજ પર નાખી દે ચિંતા,
છે ખીણાની ગુલછડી, સવારનો તારો તે;
મને વહાલો લાગે બીજા સૌ કરતાં.

૨ દુ:ખ મારૂં તેણે લીધું ને વેઠયો છે કલેશ,
ને અજમાએશમાં તે મારો છે કિલ્લો,
મે તેને કાજ સૌ તજ્યું, સૌ મુર્તિઓ વિશેષ,
અને હાલ તે સાફ રાખે છે મન મારૂં,
સૌ સંસાર મને મુકે ને સેતાન કરે જોર,
પણ કદી નહિ તજું મારો ત્રાતા.

૩ મને તે તજનાર નથી, કદી નહિ કરશે ત્યાગ,
જ્યાં લગ વિશ્વાસથી હું માનું તેની વાત,
તે મારી સંભાળ માટે ચોફેર રાખે છે આગ,
મને સ્વર્ગી અન્ન ખવાડી રહે છે સાથ;
પછી વિમાનમાં બેસી, હું જોઇશ તેનું મોં,
જ્યાં સુખ શાંતિની વહે છે સરીતા.

**૧૫૯.** *Must Jesus bear the Cross alone.*

૧ શું, ઇસુજ વધસ્તંભ ઊંચકે, સૌ કેમ ન કરે સ્હાય?
ના; સૌને કાજ વધસ્તંભ છે, ને મજ કાજ કેમ ન હોય?

વધસ્તંભને પકડું છું.

૨ પવિત્ર વધસ્તંભ ઉંચકીશ, મોત આવે ત્યાં સુધી;
પછી ઘેર જૈને હું પહેરીશ, તે સુંદર તાજ સ્વર્ગી.
૩ હું કંચન ફરસબંધી પર, ઇસુ પાયે લાગી;
મુગટ નાંખી તેની આગળ, સ્તુતિ કરીશ તેની.
૪ રે વ્હાલા સ્થંભ રે જયનો તાજ રે પુનરૂથાનના દિન;
ગગનથી આવો, સ્વર્ગી ફોજ, ને લઇ જાવ મજને લીન.

**૧૬૦.** *Now I have found the ground wherein.*

૧ જગના મંડાણથી પહેલો જે મરણ પામવા કબુલ થયો;
તે મારે વાસ્તે મુઓ છે, તેથી છે સ્થિર આત્મા મારો;
જો ટળી જાય આકાશ પૃથ્વી, અચળ રહેશે દયા તેની.
૨ હે પ્રીતિના સિંધુ અપાર, તારાથી ગયાં પાપ મારાં,
તેં લીધો છે અન્યાયનો ભાર, નથી કલંક હાલ મારામાં;
ખુન ખ્રીસ્તનું કહે, સુણો સૃષ્ટિ, "તેની દયાનો પાર નથી."
૩ આ સાગરમાં હું નાહું છું, આશા, આનંદ, વિશ્રામ છે અહીં
સેતાન પાસેથી ભાં નહાસું; મજ ખ્રીસ્તનેજ જોઈ વિશ્વાસથી,
તો બીક ને સંદેહ નહાશી જાય, કે ઇસુમાં દયાજ દેખાય.

## ૧૬૧. *Praise God for what He's done for me.*

૧ ઇસુના નામને ધન્ય હો, મને તેણે દેખતો કીધો;
હું દોડતો નરકની ભણી, પણ તેણે તાર્યો કૃપાથી.
ઈસુના નામની જય બોલો! જય જય બોલો! જયજય બોલો!
ઈસુના નામની જય બોલો, કે તેણે મુકિત માર્ગ ખોલ્યો!
૨ પ્રભુએ મને માફ કીધો, માટે ગાઇશ તેનાં સ્તોત્રો;
અગાઉ હું ન'તો ગાતો પણ, હાલ નીત્ય ગાઇશ તેના ગુણ.
૩ મેં તેના પ્રેમને ધિક્કાર્યો, મેં તેનો નિયમભંગ કર્યો;
પણ ઇસુ મુઓ મારે કાજ, કે મારા મનમાં કરે રાજ.
૪ ઇસુના નામને ધન્ય હો! અમને આપ્યો છે છુટકારો;
તે હાલ કે'છે "આગળ ચાલો, ને યુદ્ધ પછી સ્વર્ગે મળો."

## ૧૬૨. *'Tis well with the Righteous, well.*

૧ વિશ્વાસથી ખ્રીસ્તપર મેં જોયું કે તુટયાં સૌ બંધન;
હું આનંદથી ગાવા લાગ્યો, "ન્યાયીઓને છે ધન!"
ધન છે! ધન છે! ન્યાયીઓને છે ધન!
હોય દુ:ખ કે સુખ, તૃપ્તિ કે ભૂખ ન્યાયીઓને છે ધન!
૨ દૂતોથી પણ ન થઈ શકે આ ખુશીનું વર્ણન,
હું ગાતો જઇશ સૌ જગ્યે "ન્યાયીઓને છે ધન!"
૩ ને જ્યારે જોર કરે સેતાન, ઇસુ સાફ રાખશે મન;
ને હું ગાઇશ થઈ જયવાન "ન્યાયીઓને છે ધન!"

૪ આ મુક્તિફોજ કરે છે કામ કે લોક પામે તારણ;
ને ગાએ છે કરી ધુમ ધામ "ન્યાયીઓને છે ધન!"
૫ હું સ્વર્ગી સતસંગમાં રહીશ, જ્યારે જઇશ ગગન,
હલવાનની આગળ હું ગાઇશ "ન્યાયીઓને છે ધન!"

## ૧૬૩. *My Soul is now united.*

૧ ખરો દ્રાક્ષવેલો ખ્રીસ્તમાં, કરેલો છું કલમ;
તુચ્છકારતા તેની દયા, પણ બદલાયું છે મન.
હું દેવનો હતો અજાણ, પણ ખ્રીસ્તે સ્વીકાર્યો,
કીધું છે પાપ નિવારણ, બચાવી પ્રાણ મારો.
૨ પ્રાછીત પર મેં સૌ અર્પ્યું, કે આવ્યો શુદ્ધ આત્મા;
નવો જન્મ પામ્યો હું, માફ થયાં પાપ મારાં.
હાલમાં છે મને ખાત્રી, જો વિશ્વાસુ થઈ રહું
તો મોત કાળ થશે શાંતિ, ને સ્વર્ગે જઇશ હું.
૩ જળ જ્વાળાથી ઘેરાઇને, સ્થિર થઈ આગળ ચાલું,
ગૌરવપર તાકી રહીને, હું કદી નવ ગભરાઊં,
ખ્રીસ્ત છે મજ મુક્તિ દાતા, તે કરતાં જોયે શું!
મન દોષિત ઠરતું નથી, મજપર ખુશ છે પ્રભુ.

## ૧૬૪. *Oh, Happy day that fixed my Choice.*

૧ ધન છે તે દીવસ જેમાં હું તને મળ્યો મારો ઈસુ;
હું મનમાં કેમ ન હરખાઉં ને રાતદિન તારી સ્તુતિ ગાઉં!
ધન છે રે! ધન છે રે! મારા બચાવના દીવસને!
મને ઈસુએ માફ કીધો ને મારા પાપનો ભાર લીધો;
ધન છે રે! ધન છે રે! મારા બચાવના દીવસને ?
૨ ધન છે તે પ્રેમના બંધનને જે રાખે તેની પાસ મને,
હું તેની પાસે રહું છું ને મનથી તેને સેવું છું
૩ મેં પ્રભુને આપ્યું વચન, તે નીત સાફ રાખશે મારૂં મન;
હું કહું મરણ થાય જ્યારે ધન છે આ પ્રેમના બંધનને.

## ૧૬૫. *Fade, fade each earthly joy.*

૧ સુખ જગનું વીતિ જાએ, ખ્રીસ્ત છે મારો!
પ્રેમ બંધન તુટી જાએ, ખ્રીસ્ત છે મારો!
અંધારૂં છે આ રાન, જગમાં નથી વિશ્રામ,
ખ્રીસ્ત આપે છે આરામઃ ખ્રીસ્ત છે મારો!
૨ મને ન લલચાવો, ખ્રીસ્ત છે મારો!
ખ્રીસ્તમાં હું સદા રહું, ખ્રીસ્ત છે મારો!
જગનુ સૌ છે ક્ષણિક, ટકનારૂં છે જરિક,
જા, જગ, મનમાંથી છેક! ખ્રીસ્ત છે મારો!
૩ દૂર હો, રાતનાં સ્વપ્ન, ખ્રીસ્ત છે મારો!
મળ્યું છે ખરૂં રત્ન, ખ્રીસ્ત છે મારો!

જગને મેં અજમાવ્યું, તોય મન અશાંત રહ્યું;
ઇસુએ તૃપ્ત કર્યું, ખ્રીસ્ત છે મારો!
૪ મોતને કરૂં વિદાય, ખ્રીસ્ત છે મારો!
હોજો સર્વ કાળનો જય, ખ્રીસ્ત છે મારો!
મળજો, હે સુંદર દેશ, જ્યાં શાંતિ છે હમેશ!
થજો આનંદ વિશેષ! ખ્રીસ્ત છે મારો!

## ૧૬૬. *Tune:— 'Men of Harlech.'*

૧ હું છું ઇસુનો સિપાઈ, વચન લખી આપ્યું સહી,
યુદ્ધ કરવાને ફોજની માંહી, ઇસુ છે મારો.

મારે કાજ તે આવ્યો, મારો પ્રાણ બચાવ્યો,
મારે કાજે જીવન ગાળયું, મારે કાજે મુઓ,
મારે કાજે પાછો ઉઠયો, મારે કાજે ઉપર ચઢયો,
ઇશ્વરાસન આગળ ઉભો, મારો છે ઇસુ.

૨ હું તો હતો મહાપાપી, ખ્રીસ્તે મને માફી આપી,
પાપનાં બંધન બધાં કાપી, મારો છે ઇસુ.
૩ તમે તેની પાસે આવો, પાપનો કરીને પસ્તાવો,
ખ્રીસ્ત પર વિશ્વાસ લાવી ગાઓ, "ઇસુ છે મારો."

## ૧૬૭. *Let us walk in the Light.*

૧ ઇસુ પાસે હું જઇશ, અજવાળે, અજવાળે,
તેની સાથે હું ચાલીશ, તેને અજવાળે.

ચાલીએ સૌ અજવાળે અજવાળે, અજવાળે,
ચાલીએ સૌ અજવાળે, ત્રાતાની સાથે.

૨ પાપની માફી પામી લઇશ, અજવાળે, અજવાળે,
જુઠું સર્વ છોડી દઇશ, તેને અજવાળે.

૩ યત્ન કરૂં ઇસુ કાજ, અજવાળે, અજવાળે,
શક્તિ પામું લડવા આજ, તેને અજવાળે.
૪ સેતાન મને શું કરે? અજવાળે, અજવાળે,
નિત્ય મને જય મળે, તેને અજવાળે.
૫ મારૂં મરણ જ્યારે થાય, અજવાળે, અજવાળે,
ત્યારે બીક ન લાગે કાંઈ, તેને અજવાળે.
૬ બાપના ઘરે જઈશ હું, અજવાળે, અજવાળે,
સદા સુખી રહીશ હું, તેને અજવાળે.

## ૧૬૮. *The Lord's my Shepherd*

*(To old Scotch Tune.)*

૧ યહોવાહ મારો ઘેટાંપાળ, અછત ન કાંઇ થનાર;
તે બીડોમાં ચરાવશે, હરીઆળ ને મઝાદાર.
૨ પવિત્રાઇના માર્ગોમાં એ, આરોગ્ય શરીરે
મને નક્કી તે લઈ જશે, તેના નામને લીધે.
૩ જો મોતની ખીણમાં થઇ જાઉં, તો પણ હું ન ડરનાર;
તું આગેવાન મારો થનાર, નિડર થઈ હું ચાલનાર.
૪ તારી જોરાવર છડીથી, દિલાસો પામું હું;
ને દુશ્મન સામે મેજ ઉપર, ભાણું આરોગું હું.
૫ શિર મારૂં તેલથી ઉભરાય, ને વાટકો છલકાય,
ને તારા ઘરમાં સદાકાળ, મજ વાસો નિશ્ચે થાય.

## ૧૬૯. *O My Saviour Thy great Love.*

૧ હે મારા તારનાર, તારો પ્રેમ, છે પૂરો ને અમર;
તે પ્રેમ અપાર, હું ભૂલું કેમ! દેખાડયો મારા પર.
વધસ્તંભ જો ઉંચકીએ, અમે મુગટ પામીએ, મરણ નદીની પારે, પ્રભુ ઈસુની પાસે.
૨ હું મારૂં મન, ને મારૂં ધન, જે હોય મારી કને,
ને મારો જીવ, ને મનનો ભાવ, સૌ સોંપું છું તને.
૩ શરમનો પણ જે મરણ સ્તંભ, તેં રાજીથી સહ્યો,
તે સંભારી મારો આત્મા, પ્રેમે ભરપુર થયો
૪ હે પ્રભુ, મારા હૈયામાં, હું રાખું તારૂં સ્મરણ,
ને મારા જીવના દહાડામાં, ન ભૂલું તારૂં મરણ.

## ૧૭૦. *And can it be that I should gain.*

૧ શું, ખરેખર સાચું મનાય, કે ખ્રીસ્તના પુનથી હું બચ્યું!
મજ કાજ મુઓ, એમ કેમ કહેવાય? હું જે હતો તેનો શત્રુ!
પ્રીતિ અપાર! એવું કેમ થાય? કે મારે સાટે ખ્રીસ્ત મરાય!
૨ પિતાનું રાજ્યાસન તજી તેણે કૃપા કરી અપાર,
નિજ પ્રીતિથી થઇ ખાલી, આવી થયો જગનો તારનાર;
રે કેવી દયા તેણે કીધી, મજ લાચારને મુક્તિ દીધી.
૩ બહુ દિન લગી આત્મા મારો પાપની કેદમા હતો નિરાશ,
અંધકારમાં તેં પ્રકાશ પાડયો, હું જાગીને પામ્યો પ્રકાશ;
સાંકળ તુટી, આત્મા છુટી, ખ્રીસ્ત પાછળ હું ગયો ઉઠી.

## ૧૭૧. *My sins are under the Blood.*

૧ ઈશ્વરનો કોપ મટી ગયો, મજ પાપ છે લોહી તળે.
અંધકાર બદલાઈ દિન થયો, મજ પાપ છે લોહી તળે.
મજ પાપ (૨) છે લોહી તળે છે દોષ ગયો, આત્મા છુટયો,
શાંતિ, શાંતિ મળી મને ઈસુએ માફ કીધો.
૨ મજ શક ગયા, પાપ માફ થયાં, મજ પાપ છે લોહી તળે.
ખાત્રી છે કે જઈશ સ્વર્ગમાં, મજ પાપ છે લોહી તળે.
૩ ધન છે! ધન છે! દેવ છે મારો! મજ પાપ છે લોહી તળે.
શુદ્ધ કરી રાખે છે ખરો, મજ પાપ છે લોહી તળે.
૪ મજ હાથ લઈને દોરે છે, મજ પાપ છે લોહી તળે.
સૌ ગરજ પુરી કરે છે, મજ પાપ છે લોહી તળે.

## ૧૭૨. *Down where the living Waters flow.*

૧ પાપ મારાં હતાં બહુ, ઈસુએ ધોયાં સહુ,
જીવનની નદીની પાસે,
આંધળાને આંખ આપી ને મારાં દુઃખ કાપી,
જીવનની નદીની પાસે.
જીવનની નદીની પાસે, જીવનનું ઝાડ જ્યાં ઉગે છે.
ચાલું છું રોશનીમાં, ખ્રીસ્ત કાજ લડું છું ત્યાં, જીવનની નદીની પાસે.
૨ મજ સાથે છે ઈસુ, છે મારો સદ્‌ગુરૂ, જીવનની૦
તે પર છે મારી આશ, મજ તારનાર તે છે ખાસ.
૩ યુદ્ધ બંધ થશે જ્યારે, આરામ મળશે ત્યારે. જીવ૦
સ્વર્ગે જઈશ ખચીત, ને નિત્ય ગાઈશ ગીત. જીવ૦

## ૧૭૩. *I heard the voice of Jesus say.*

૧ ઇસુએ મને કહ્યું કે, "મારાથી લે વિશ્રામ;
મારાપર તું માથું રાખજે, ને હું આપીશ આરામ."
૨ હું ગયો રે ઇસુની પાસ, થાકેલો ને દુઃખી,
ને પામ્યો શાંતિ તેની ખાસ, રે મન થયું સુખી!
૩ ઇસુએ મને કહ્યું કે, 'આપું જીવનનું જળ,
હે પાપી, હાલ તે મફત લે, તો જીવીશ સદાકાળ.
૪ ઇસુ પાસ આવી મેં પીધું જીવન નદીમાંથી,
તૃષા મટી, જીવન આવ્યું, મળી મને મુક્તિ.

## ૧૭૪. *I'm the Child of a King.*

૧ બાપ મારાની જમીન ને ઘરો છે બહુ,
આ જગની ધનદોલત તો તેની છે સહુ;
સોનું, ચાંદી, હીરા, ને માણેક મુલવાન,
ભરેલો છે ભંડાર, અખુટ તેનું ધન.
રાજાનો દિકરો છું, રાજાનો દિકરો છું!
પ્રભુ ઇસુની સાથે રાજાનો દિકરો છું.

૨ આ રાજાના સુતે મજ કાજ આપ્યો પ્રાણ,
પાપ મારાં લઇને દીધું મુક્તિદાન;
રાજપુત્ર થવાનો આપી અધિકાર,
આકાશમાં ચઢયો છે મહેલ કરવા તૈયાર.

૩ જો હું કેવળ ઝુંપડામાં રહું ત્યાં,
જો લોક મને ધિક્કારે આ જગતમાં,
ને સૌ મને તજે તો પણ ગાઇશ હું,
હો દેવની સ્તુતિ ! રાજાનો દિકરો છું.

## ૧૭૫. *Like the billows of an ocean.*

૧ મહાસાગરનાં મોજાં જેવો, સદા વહેનાર ને અપાર;
આત્મા આવે છે ત્રાતાનો, હાલ વહે છે મારા પર.
રે આત્મા મારા પર વહે છે, ઈસુની મહામોટી શક્તિ;
પાપ મારાં તે બધાં લઈ લે છે, ને મનમાં થાય છે રોશની.
૨ ઇસુ પાસ આવવાને કાજે, રોકાયો હું કેટલી વાર;
પ્યાર દીઠો મેં તેનો ત્યારે, સર્વે મન સોંપ્યું તે વાર.
૩ વહે છે તે મોટો સાગર, દુ:ખ ને અફસોસ હતો ત્યાં;
કૃપાનાં મોજાં નિરંતર, મન રાખે છે શાંતિમાં.

## ૧૭૬. *Oh the Love that Sought me.*

૧ તેણે પ્રેમે શોધીને, મને પાપથી લાદેલ;
ખભા ઉપર નાખીને, વાડામાં છે લાવેલ;
દુતોએ ગાયું ગીત મધુર, ને સ્વર્ગમાં થયો હર્ષ ભરપૂર.
કેવી પ્રિતે શોધી જીવ દઈ મુક્તિ દીધી!
કેવી કૃપા મજ પર કરીને, અજબ પ્રેમથી બચાવ્યો મને !
૨ મજ દુ:ખ તેણે મટાડયું, કરી તેનો ઇલાજ;
ને મારા કાનમાં કહ્યું, "હું તને જડયો આજ;
તું હવેથી મારો છે જાણુ," ને હું હરખાયો સાભળી વાણ.

૩ ખીલાના ઘા દેખાડી, તેણે મને કહ્યું,
આ નિંદા ને આ વેદના, આ દુઃખ તુજ કાજ સહ્યું;
મેં વિચાર કીધો કે મજમાં, શું જોઈ આ દુઃખો વેઠયાં?
૪ હું તેની આગળ બેસી, જોઉં છું તેનું મોં;
ને તેની ભક્તિ કરી, સંભારૂં પ્રેમ તેનો;
હું ગાઉં સર્વકાળ સુધી, તો પણ અધુરી રહે સ્તુતિ.

## ૧૭૭. *In evil long I took delight.*

૧ બહુ કાળ લગ પાપ કરવામાં, હું નિર્લજ થઈ હરખાતો,
પણ મને મળ્યો જ્યાર ઈસુ, મેં પસ્તાવો કીધો.
આ ઇસુ, નિર્દોષ હલવાન, જડેલ વધસ્તંભે,
તું મારે કાજ થયો કુરબાન પાપથી છોડાવવાને.
૨ મેં તેને મહાદુઃખ સહેતાં ત્યાં, દીઠો ક્રૂસ પર જે વાર,
આંખોમાંથી આંસુ વહ્યાં, જોઈ તે દુઃખ અપાર.
૩ તર્ત મન મારૂં દોષિત ઠર્યું, ને હું થયો નિરાશ;
જાણી કે પાપ ને કાજ મારાં, એ દુઃખ વેઠે છે ખાસ.
૪ ફરી મારી ગમ જોઇને, કહ્યું તેણે મને;
“ આ લોહી તારે કાજ વહે છે કે તું મુક્તિ પામે.

# HOLINESS. Part I.

## પવિત્રાઇ. ભાગ ૧ લો.

### ૧૭૮. *Ladder to Holiness.*

रागः—" मनडे रहेजो रे, ईसु."

૧ પગથિયું પહેલું, રે હું થયો, પરમેશ્વરનો દત્તક છૈયો.
૨ પગથિયું બીજું, છે રે મૂળો પાપનાં લાગે જેવાં સૂળો.
૩ આળસ, ગર્વ, રે ગુસ્સો, લોભ, કડવાશ, કામનો જુસ્સો.
૪ એ પાપોને રે ધિક્કારી, શુદ્ધતા કાજ છે ઇચ્છા મારી.
૫ અનેક દુર્ગુણ રે જણાય છે, તેથી મન બહુ વ્યાકુળ થાયછે.
૬ પગથિયું ત્રીજું, રે તુજ રક્તથી, પૂરો તારવા છે તને શક્તિ.
૭ પગથિયું ચોથું, પાયે લાગું, પરિશુદ્ધ થવા હું માગું છું.
૮ પગથિયું પાંચમું, રે હું તજું, શંકાનું કામ ને ચલણ બધું.
૯ પગથિયું છઠું, રે સંપૂર્ણ, પ્રભુને સેવવા થાઉં છું અર્પણ.
૧૦ પગથિયું સાતમું, રે વિશ્વાસ, પૂરી મુક્તિ મળી ખ્રીસ્ત પાસ.
૧૧ મટી ગયું મનનું રે યુદ્ધ, મન મારૂં થયું છે શુદ્ધ.
૧૨ સેતાનની સામે રે લડીશ, જગને તારવા આગળ પડીશ.

### ૧૭૯. *Prem aparna sagar.*

૧ પ્રેમ અપારના સાગર હવે મારાપર વહે,
ખ્રીસ્તનું લોહી શુદ્ધ કરે છે;
અપાર તો છે આ મુક્તિ મહાસાગર સમાન;

તે દરેકને સાફ કરવા છે સર્વશક્તિવાન,
છે મફત ને ભરપૂર, ને જરા નથી દુર;
હાલ શુદ્ધ થાઓ જરૂર. પ્રેમ૦
૨ મારાં ઘણાં પાપને લીધે અતિ લાગે દુઃખ,
મને કેમ કરી મળે સુખ?
આંસુઓ પાડું તોએ ધોવાય નહિ ડાઘ;
ને વારંવાર તો કામ ક્રોધને ફાવે લાગ,
હું છું પાપનો ગુલામ, ને નાલાયક તમામ,
પણ તુંમાં છે વિશ્રામ. પ્રેમ૦
૩ પરિક્ષણો ઘણી વારે મને પાડે છે,
ફતેહ કેવળ તું પમાડે છે.
સફાઈના સાગર તીરે મને જો, પ્રભુ;
હું તારી મીઠી વાણી હવે સાંભળું,
છે તારાપર વિશ્વાસ, હું આવ્યો તારી પાસ,
તું પૂરી કરશે આશ. પ્રેમ૦
૪ પૂરી મુક્તિ પામ્યા વિના કેમ કરી રહેવાય?
હું તો પામું ગોઠે તેવું થાય?
હું સૌને તજી, પડું છું આ સાગરમાંય;
ને ખ્રીસ્તના લોહી થકી મળે છે સફાઈ.
ગયાં છે પાપ મારાં; તે બધાં ધોવાયાં!
જયજય! હાલેલુયા! પ્રેમ૦

## १८०. *Apani chalthi janai ji.*

આપણી ચાલથી જણાય જી; (૨) મુક્તિની અસર દરેક વાતમાં દેખાયજી.

१ સાચું બોલવું, સાચું રહેવું, જુઠા નર્કમાં જશે,
ઇસુનો સિપાઇ સર્વ, મનથી સાચો થશે.
૨ મુર્ખાઇનો નકાર કરી, બુદ્ધિથી રોજ ચાલે,
હલકી વાતચિત દુર કરીને, મનથી ધર્મ પાળે.
૩ પાપી સાથ કેમ હસવા બેસે? જમ ઉભો છે પાસે,
આજે જેને હસાડે, તે કાલે મરી જાશે.
૪ જગત તથા તેનો વિલાસ, તદન તજી દેજો;
તેના સંગને રીતથી સદા, અલગ થઇને રહેજો.
૫ મનમાં અશુદ્ધ વિચાર કરી, દેહને ન વટાળો;
શરીર ખ્રીસ્તનું મંદિર જાણી, કદી ન બગાડો.

## १८१. *Isune bhajo.*

रागः—"क्या मन धोया."

ઈસુને ભજો, ભય, સંશયને તજો, ઈસુને ભજો.

१ ઇસુની પાસે આવો વિશ્વાસે,
પાપના જડ થકી આવીને છુટજો.
૨ વારંવાર તમે કેમ પામો હાર?
જુના સ્વભાવ થકી હાલ બચી જજો.
૩ ઝરો ઉઘાડો છે, હાલ તેમાં પડો;
શુદ્ધ થઇને વધુ ઉપયોગી થજો.
૪ ખ્રીસ્તની વાણી હર ઘડી માની,
આત્માનાં હથિયારો હાલ તમે સજો.

## ૧૮૨. *He Trata, Hun Tane namun.*

राग:—" इश्वरा मी तुज नमितो."

૧ હે ત્રાતા ! હું તને નમું, પ્રીતિ, શાંતિનો તું છે પ્રભુ,
હે મારા મુક્તિના દાતારે, તારી કીર્તિ હું ગાઇશ વારંવાર,
સદ્ગુરૂ,પુણ્યવાન ઇશ્વરી અવતાર તું મારો છે તારનાર.
૨ હે પ્રભુ, તુજ પાસે આવું, સત્ય મનથી હું તને સ્તવું,
દરરોજે તું મને દોરીસે, પગલે(૨)તારી પાછળ ચાલીશ,
સુકૃત્યે,પ્રીતિએ,આનંદી મનડે, તારી આજ્ઞાઓ પાળીશ.
૩ હે સ્વામી મહા પ્રીતિ તારી, મનડા મારાને લે છે હરી,
વિજય ! વિજય ! વિજય ! નાઠા છે મનમાંથી સંદેહને ભય!
અંતરમાં શુદ્ધતા, શાંતિની સરિતા, આનંદે મન ઉભરાય.

## ૧૮૩. *He Tun puran premna Dev.*

હે તું પુર્ણ પ્રેમના દેવ,
પાપ કલંકને મનથી કાઢજે, સફાઇથી કરૂં તારી સેવ.

૧ ઇસુ તારી માફક નિત ચાલું,
તારી ઇચ્છા રોજરોજ કરવા, તનમન ધન આલું.
૨ પવિત્ર આત્મા અહીં છે રે,
તે જો મારી સંગમાં રહે, તો સેતાન શું કરે ?
૩ દેહની હાની થાય તો થાય,
મારા જીવના શત્રુઓ કાઢજે, રાજ કર અંતર માંય.

४ શોક ભરેલી વાતથી રહીશ દૂર,
મારી અરજી કબુલ કરીને, પ્રીતિથી કર ભરપુર.
૫ મજપર રેડ સાફ કરનાર ધાર,
મારે કાજે અમથું કેમ જાય, દુઃખ તારૂં અપાર!
૬ ધન ધન! મન છે સાફ મારૂં!
તારા મુલવાન લોહી થકી, હું પામ્યો દાન તારૂં.

## १८४. *Mento Isune tan ne man.*

रागः—"हमने मसीहको दिल व जान."

મેં તો ઇસુને તન ને મન સોંપી દીધાં જે થાય તે થાય.

૧ પ્રથમ મનમાં બીક લાગે, લોકો મારા વિષે શું કહે?
વચન આપું તો કેમ પળાય? પણ ઇસુની વાત તો નહિ ટળાય!
૨ મિત્રો મને જો મુકે, પ્રભુ મને ઝિલી લેશે;
સંકટ આવે તો કરશે સહાય, મને નહિ મુકે તે સદાય.
૩ પરિક્ષણ મજપર જોર કરે, દેવ ત્યારે મને હાથ ધરે.
મારાથી જે કરાવવા ચહાય, તે હું કરીશ ગમે તે થાય.
૪ ઇસુ મદદ કરશે ખચીત, પરિક્ષણ પર પમાડશે જીત,
પાપોના જડનો કરશે ક્ષય; સેતાનપર આપશે પુરો જય.

## १८५. *Shuddhata Pamvane tame avo a vari.*

શુદ્ધતા પામવાને તમે આવો આ વારી;
આવો આ વારી, તમે આવો આ વારી.

૧ શોધી જુઓને શુદ્ધતાને પ્રિતે, ફાંદારૂપ પાપને છોડોને ચિત્તે,
પ્રિતે ચિત્તે આપને નકારી.

૨ જુદા થાઓને, સંદેહથી તરજો; પાપરૂપી જડને હાલ દૂર કરજો,
તરજો, કરજો હવે તૈયારી.
૩ વિશ્વાસ કરોને ચિત્તથી એકજ, પામોને પુર્ણતા, પ્રેમાળ, નેકજ;
એકજ, નેકજ, છેકજ સારી.
૪ હુકમ તેના પ્રેમથી માનો, ઉપયોગે લાવો દેવનાં દાનો;
માનો, દાનોને વાપરી વિચારી.

## ૧૮૬. *Sarvashaktiwan.*

સર્વશક્તિવાન ઈસુ દે છે સફાઈ.

૧ દિલ મારૂં લે, પ્રભુ, પ્રીતિથી ભરજે,
ખાત્રી છે કે તારાથી થાય.
૨ સંદેહને બીક તારા વાસામાં રહે નહિ,
વૈરભાવ, ક્રોધ બધાં પ્રિતથી ખસેડાય.
૩ પાપ કરવાની ઇચ્છા મનમાંથી કાઢજે;
કરજે રાજ, પ્રભુ, અંતરની માંય.
૪ જગનું માન છે છાયાની માફક,
જગનું ધન બધું ધૂળ જેવું ગણાય.
૫ મનમાં શુદ્ધ જે દેવને જોનારા,
તેમને ધન રે કેમ ન રહેવાય ?
૬ કહ્યું ઈસુએ, માગોને આપશે,
માગી મેં ને મળી પવિત્રાઈ.

## १८७. *O Balwan Atma.*

ઓ બળવાન આત્મા, અમારી ઉપર આવ.
તારૂં દાન આપી મનમાં, ખરી શાંતિ લાવ.

૧ સત્યના આત્મા અમારા મનમાં રહે,
મનમાં તારો પ્રકાશ પાડી ખરૂં જ્ઞાન દે.
૨ પ્રાર્થનાનો આત્મા, હે પ્રભુ મને આપ;
જય હમેશાં મને આપી પાપનાં મુળો કાપ.
૩ પ્રીતિથી ભરપુર કર ને ધીરજવાન બનાવ,
તારી ઇચ્છા મુજબ મારી પાસ કામ કરાવ.

## १८८. *Juo Isu swargi sukh muki daine.*

તારી પાછળ ચાલીશું, પ્રભુ, અમે તારી પાછળ ચાલીશું.

૧ જુઓ ઇસુ સ્વર્ગી સુખ મુકી દઇને, ખુશીથી ક્રૂસપર ગયો!
૨ ઘર ને જંજાળ મુકી પાછળ ચાલી આવો, કહ્યું શિષ્યોને ઇસુએ.
૩ વખત નથી વહેલા આવો ઇસુ કહે છે, મુએલાં મુએલાંને દાટે.
૪ સોગણું મળશે આ જગત વચમાં, મરણ પછી સ્વર્ગી મુકામ.
૫. ઇસુના લોહીથી શુદ્ધ થઇને યુદ્ધમાં આગળ આગળ ચાલું.

## १८९. *Isuji tarvane shaktiwan.*

ઇસુજી તારવાને શક્તિવાન, દે મને પૂર્ણ મુક્તિદાન.

૧ હું તારી મોટી કૃપાને પારખું, તેની છે ઘણી જરૂર;
લોહીના ઝરામાં ડુબકી મારી, પ્રિતે થાઉં ભરપૂરરે.
૨ તારા ચહેરાનો પ્રકાશ પાડી, અશાંત મન શાંત કર;
હ્રદયમાંથી શત્રુ કાઢી, તેને બનાવ તારૂં ઘરરે.

૩ તારી ઇચ્છા મનથી કરૂં, હે મારા પ્રીતિવાન દેવ;
તારાં વચનો ખંતથી પાળું, સત્યે કરૂં તારી સેવરે.
૪ ઇસુ, તારો સાદ સંભળાય છે, હૃદયમાં લાગે આગ;
તારો આત્મા સાક્ષી પૂરે છે, ધોવાયા સઘળા ડાઘરે.

## ૧૯૦. *Jeno chhe vishwas Isu par.*

જેનો છે વિશ્વાસ ઇસુ પર, તે કરી શકે બધું.
હે દેવ, તું અવિશ્વાસ દુર કર, કે કૃપામાં હું વધું.

૧ તું મને પૂર્ણ શુદ્ધ કરે, આ કામ તો છે બહુ કઠણ;
પણ હાલ આ દાન વિશ્વાસ વડે, હું પામવા કરીશ જતન.
૨ જો દેવને સર્વ કંઈ શકય છે, તો ખ્રીસ્ત છે પરાક્રમ તેનો;
ઇસુ મારામાં વસે છે, ને હું છું અવયવ એનો.
૩ જે સૌ કરતાં અશકય હોય, તે તું વચનથી થશે;
તું મારા મનને પૂરૂં ધોય, તો પાપ મુળથી જશે.
૪ મેં તને સઘળું સોંપ્યું છે, તું મને શુદ્ધ કરે છે;
આ મોટું દાન તેં આપ્યું છે, મન પ્રીતિથી ભરે છે.

## ૧૯૧. *Deve didhun chhe.*

દેવે દીધું છે એક અમત્યનું કામ,
મુક્તિ પામી તેના નામને કરવું મહિમાવાન.

૧ આ જમાનાની, કરવાને સત્ય સેવ
તારી ઇચ્છા પૂરી કરવી, હે પવિત્ર દેવ!

२ तुं मने जुए, ते नित्य संभारी,
जागता रहीने जाथु प्रार्थना, करूं ध्यान धरी.
३ जीवुं त्यां लगी, तुं साचो राख मने,
नहि तो उतर केवी रीते, हुं आपुं तने?

## १९२. *Manma padharine ashisha de*

मनमां पधारीने आशिष दे, विश्वास वधारीने आशिष दे.

१ सुण अमारी प्रार्थना तुं; कर संपूर्ण काम तारूं.
२ मारा मनने प्रेमथी भर; तारा नामथी मुद्रित कर.
३ विश्वासथी हुं भजुं छुं; सर्व पापने तजुं छुं.
४ त्राता, हाल लोही तारूं; दूर करे छे पाप मारूं.

## १९३. *Tame tasdi lejore.*

तमे तस्दी लेजोरे, मन शुद्ध रहे ए माटेजी;
बेफिकराइ तो आत्माने नर्क लई जाय,
तमे तस्दी लेजोरे, मन शुद्ध रहे ए माटेजी.

१ देवनी संगे रहेजोरे, प्रार्थना करो आखा मनथीजी;
जीवन, प्रकाश, सामर्थ्य, आत्मानो छे इसु राय.
२ जाथु प्रार्थना करजोरे, मळो एकांत इसु साथेजी;
देवनी वाणी मानी, बिश्वासे मन शुद्ध रखाय.
३ पापनी सामे थाओरे, स्थिर रहेजो, सेतान हारशेजी;
देह, जग, सेतान, त्रणु विरुद्ध करजो लडाई.

## ૧૯૪. *Rakho, rakho puri priti.*

રાખો, રાખો પૂરી પ્રીતિ પ્રભુ ઇસુએ દીધી રીતિ.

૧ પગ ધોયા શિષ્યોના જ્યારે, રીતિ શિખવી તેણે ત્યારે.
૨ દુઃખ વેઠયું ખ્રીસ્તે ભારી, પાપીઓને લે છે તારી.
૩ પ્રીતિ કીધી શિર સાટે, પ્રાણ દીધો આપણે માટે.
૪ માથું નમી દીધો પ્રાણ, બધાં પામે પૂરૂં ત્રાણ.
૫ તન મન કરો અર્પણ, મન થાય ઇસુનું દર્પણ.
૬ તેનું લોહી શુદ્ધ કરે છે, શુદ્ધ આત્મા પ્રેમે ભરે છે.
૭ કેવી પ્રીતિ કીધી તેણે, તેનો નમુનો લઇએ આપણે.
૮ ઇસુ નામ છે સૌથી વહાલું, બીજું બધું લાગે ઠાલું.

## ૧૯૫. *Prabhu hun avun Tari pas.*

रागः—" सुणो प जान, मन तुमको."

૧ પ્્રભુ, હું આવું તારી પાસ, તું સારી શકશે ગર્જ મારી;
જાણવી છે તારી કૃપા ખાસ, મારે કાજ વહ્યું તુંજ લોહી.
૨ પાપની સત્તા થકી છુટી, મજ આત્મા ત્યારે પામશે જય?
પ્રીતિની આગ સળગી ઉઠી, બળી જાય સંદેહ તથા ભય.
૩ તું પુનરૂત્થાનનું પરાક્રમ દે, શું અનુભવથી તે જાણું?
તું કહે તો મને તર્ત મળશે, ને પાપીને તારી ગમ આણું.
૪ ઈસુ મારા, હું આવું છું, માનતા લેવાને તારી ગમ;
મનમાંથી દુશ્મન દૂર કર તું, મજ ઈશ્વર, ત્રાતા ને પ્રીતમ.

## ૧૯૬. *Isu, Tun mane Atma al.*

('Jesus, the gift Divine,' to Indian tune.)

रागः—" हे तु पूर्ण प्रेमना देव. "

૧ ઇસુ, તું મને આત્મા આલ,
જીવતા પાણીનો ઝરો ઉઘાડી, હૃદયને ભરજે હાલ.
૨ આત્મા મારાની તરસ વધાર,
મારા તરસ્યા હૃદયની અંદર, રેડજે શાંતિની ધાર.
૩ ક્ષણિક આનંદ હું નહિ માણું,
ખરો આનંદ ને સત્ય શાંતિ, તું દે છે, પ્રભુ.
૪ પિતા, મારા પર કૃપા કર,
તારી નજરમાં નિર્દોષ કરી, તારી પ્રીતિએ ભર.

## ૧૯૭. *Am sauni asha chhe.*

रागः—" मसीह तु मेरा प्यारा है. "

૧ અમ સૌની આશા છે તુજ પર, અમ સૌનો વહાલો તું!
તારા સ્વરૂપે મુદ્રિત કર, હૃદય પર, હે પ્રભુ.
૨ પ્રીતે અમારાં મન ઉભરાય, કે સૌ કરે પીછાણ,
જેહ અમમાં તારા ગુણ દેખાય, કે મળ્યું પુરૂં ત્રાણ.
૩ એકજ અમારો હેતુ થાય, માંય વિચાર, વાત ને કામ.
પામવાને પૂરી પવિત્રાઈ, મનમાં થઈ શુદ્ધ તમામ.
૪ આ સ્વર્ગી સુખનું દેજે દાન, તારે માટ કર તેયાર;
ને થઈ અમારો આગેવાન, પહોંચાડ ભવસાગર પાર.

## ૧૯૮. *Na rakhe gusso koi pavitra Sipai.*

ન રાખે ગુસ્સો કોઈ, પવિત્ર સિપાઈ,
ન રાખે અદેખાઈ, જેને મળી સફાઈ.

૧ ન કરે અભિમાન, પ. ન કરે આપ વખાણ, જેને.
૨ ન થાય તે મતલબી, પ. છે સદા નિર્લોભી, જેને.
૩ ન રાખે મુર્ખ રીત, પ. પોતાપર પામી જીત, જેને.
૪ આળસુ પડી ન રહે, પ. હમેશાં શ્રમ કરે, જેને.
૫ સત્યતાથી વર્તશે, પ. જુઠાઇથી દૂર રહે છે, જેને.
૬ પોતાનું સર્વ સુદ્ધાં, પ. અર્પાશે આ યુદ્ધમાં, જેને.
૭ મનમાં છે પુરો પ્રેમ, પ. નથી કંઇ બીક કે વહેમ, જેને.
૮ ને શું તમે કહેવાવ, પવિત્ર સિપાઈ?
જો નહિ તો હાલ થઇ જાવ ને પામી લો સફાઈ.

## ૧૯૯. *Akashthi Ishwar avyo chhe.*

राग:—जेनो छे विश्वास इसु पर.

૧ આકાશથી ઇશ્વર આવ્યો છે, તેમાં હરખાઓ બધા,
છે ઇસુ મહિમાવાન થયો, સંગ રહેવા માટે સદા.
૨ તે આવ્યો પાપનો કરવા નાશ, સેતાન પર વિજય આપવા,
ન્યાય, શાંતિ ને આનંદ ખાસ, રાજ તેનું જગમાં સ્થાપવા.
૩ તે આવ્યો થંભપર મરવાને, કે સહુને જીવન મળે,
આત્માથી મુક્તિ કરવાને, કે જીતીએ તેના બળે.
૪ તે આવ્યો કરવાને તૈયાર, મોં તેનું જોવા માટે,
આપણને આપવા સુખ અપાર, જગમાંનાં દુ:ખને સાટે.

## ૨૦૦. *Purna prit Ishwarnun dan chhe.*

राग:—" ब्यामुचा. "

૧ પૂર્ણ પ્રિત ઇશ્વરનું દાન છે, વિશ્વાસથી કરો અરજી;
પ્રિતે સંદેહ નહાસી જાય, પૂર્ણ પ્રિતે મળશે જય,
પૂર્ણ પ્રિત રહેશે સદાય, સ્તુતિ હોજો ઇસુની! પૂર્ણ પ્રિત.

૨ પૂર્ણ પ્રિત જો તમને જોઇએ, પૂર્ણાંર્પણ થાવ તત્કાળ;
પૂરા મનથી પાપને તજો, પૂરૂં તનમન સોંપી દેજો,
આ દાન વિશ્વાસથી લેજો, તજીને સર્વે જંજાળ! પૂર્ણ પ્રિત.

૩ પૂર્ણ મુક્તિ, પાપથી છુટકો, પૂર્ણ મુક્તિ ખ્રીસ્તનું મન;
પૂર્ણ મુક્તિ અવિશ્વાસથી, પૂર્ણ મુક્તિ સૌ કડવાશથી,
પૂરી શુદ્ધતા ને શાંતિ, મને મળી છે! ખ્રીસ્તને ધન!

## ૨૦૧. *The Beatitudes.*

૧ ઇસુ પહાડપર ચઢી બેસી ઉપદેશ આપવા લાગ્યોરે, પ્રભુજી.
૨ ધન છે આત્મામાંના રાંકને! સ્વર્ગી રાજ તેઓનું છે, પ્રભુથી.
૩ ધન છે શોક કરનારાઓને! તેઓ દિલાસો પામશે પ્રભુથી.
૪ ધન છે નેકીના ભૂખ્યાને! કેમકે તેઓ ધરાશે પ્રભુથી.
૫ ધન છે દયાળુ જનોને! તેઓ પણ દયા પામશે પ્રભુથી
૬ મનમાં જે શુદ્ધ તેને ધન છે! દેવનું દર્શન તે કરશે પ્રભુથી.
૭ મેળ કરાવનારાને ધન છે! દેવના દિકરા કહેવાશે પ્રભુથી.
૮ સતાવેલાઓને ધન છે! ખ્રીસ્તને માટે સહે તેમને, પ્રભુથી.
૯ નિંદા બદલે આશિષ પામશે, રાજ આકાશી તેમનું છે, પ્રભુથી.
૧૦ સતાવેલા બહુ હરખાઓ, સાચું કામ સફળ થાશે પ્રભુથી.

## ૨૦૨. *Come with me visit Calv'ry.*

૧ ચાલો ગલગથા જઈએ, મજ ત્રાતા મુઓ ત્યાં;
તેના લોહીથી તમને, મળશે પુરી શુદ્ધતા.
આપણને પાપથી તારવા, તેણે આપ્યો છે પ્રાણ.
મન સાફ કરીને રાખશે, જો માનશો તેની વાણ.

દરેક પાપથી તારે છે, દરેક પાપથી તારે છે!
હાલ વિશ્વાસ રાખો, તેનો પ્રેમ ચાખો; દરેક પાપથી તારે છે!

૨ દેવનું દાન પુરૂં તારણ, હાલ, હીઆં મળે છે;
હાલ પુરૂં પાપ નિવારણ, પામી શકશો તમે;
હાલ વિશ્વાસથી હાથ ધરજો, વહેશે સાફ કરનાર ધાર;
વિશ્વાસથી નજર કરજો, ને પામશો પુરો પ્યાર.

૩ હું સોંપીશ તેને સઘળું, દેવની ઇચ્છા કરવા;
તે સાફ કરશે મન મારૂં, આવશે પ્રેમથી ભરવા.
તે હાલ મને તારે છે, તે પર છે સૌ આધાર;
મને આત્મા મળે છે, જય આપે છે તારનાર.

૪ મન શાંતિથી ઉભરાય છે, વિશ્વાસ કરવા થકી,
આત્મિક વિશ્રામ સદાય છે, મજ વેતન છે નક્કી;
સ્વર્ગી માપથી માપે છે, ને દે છે સુખ ભરપુર,
તે ધન અપાર આપે છે, છે મારૂં દિલ મંજુર.

## ૨૦૩. *Cleansing for me.*

૧ પ્રભુ, તુજ હલવાનના લોહી થકી,
મજ કાજ સફાઈ, મજ કાજ સફાઈ;
મજ પાપના ડાઘો ધોવાય સૌ એથી,
મજ કાજ સફાઈ, મજ કાજ સફાઇ.
પાપમાં જો હું પડયો હોઉં વારંવાર;
ને શેતાન શત્રુ થકી પામ્યો હાર,
તોપણ વિશ્વાસથી હવે છું જીતનાર;
મજ કાજ સફાઈ, મજ કાજ સફાઈ.

૨ ક્રોધ અહંકાર ને સઘળી ભુંડાઇથી;
મજ કાજ સફાઈ, મજ કાજ સફાઈ,
પાપનાં કલંક તથા બીક માણસની,
મજ કાજ સફાઈ, મજ કાજ સફાઈ.
ઇસુ જગત્રાતા, જો નબળો હું છું;
તોપણ વિશ્વાસથી તને પકડું,
ને તારા બળથી સદા ટકી રહું,
મજ કાજ સફાઈ, મજ કાજ સફાઈ.

૩ લોક મેંણાં મારે તેની બીક થકી,
મજ કાજ સફાઈ, મજ કાજ સફાઇ.
બોલવાને, ગાવાને થાઉં હિમ્મતી,
મજ કાજ સફાઇ, મજ કાજ સફાઈ.

મને હરાવવા સેતાન કરે જોર,
ને ભુલાવવાને પરિક્ષા લાવે ઘોર;
ત્યારે તેના મુખ સામે કરૂં શોર.
મજ કાજ સફાઈ, મજ કાજ સફાઈ.

## ૨૦૪. *Jesus, I my cross have taken.*

૧ ઇસુ, હું તો સઘળું મુકી, વધસ્તંભ ઉઠાવું છું;
ઠઠ્ઠા દુઃખ ને સંકટ વેઠી, તારી પાછળ ચાલીશ હું.
તારા પગલામાં હું ચાલીશ; મારે બદલે મુઆ તું;
ને એ સઘળા તને છોડે, હું તો રહીશ વિશ્વાસુ.
૨ ને જો જગત ઠઠ્ઠા કરશે, એમજ તને પણ થયું;
જગના લોકો જુઠા નીકળે, સદા સાચો રહે છે તું.
૩ જ્યાં સુધી તું પ્રસન્ન રહે છે, બુદ્ધિ, બળ ને પ્રેમના નાથ,
શત્રુ છો મને ધિક્કારે! ફિકર નહિ,તું છે મજ સાથ!
૪ માટે જ્યારે સંકટ આવે, તારાથી પામીશ આરામ;
જ્યારે સેતાન મને પારખે, વિશ્વાસે હું ધરીશ હામ.

## ૨૦૫. *Whiter than snow.*

૧ પવિત્ર થવાને છે બહુ મન મારૂં;
તું મારામાં રહે સદાકાળ તો સારૂં;
સૌ મુર્તિઓ ભાગીને શત્રુ નિકાળ,
તું મને નહવાડ ને હું થઇશ નિર્મળ.

થઈશ નિર્મળ, હા, થઈશ નિર્મળ,
તું મને નહવાડ ને હું થઈશ નિર્મળ.

૨ ઇસુ મજમાં અશુદ્ધતા રહેવા ન દે;
તુજ લોહી લગાડ અને ડાઘ કાઢી લે;
હું સર્વને મુકુંછું કે પામું આ ફળ,
તું મને નહવાડ ને હું થઈશ નિર્મળ.

૩ હે પ્રભુ, આકાશમાંથી તું ઉતરી આવ;
પુર્ણાર્પણ હું શી રીતે થાઉં તે બતાવ;
હું તનમનધન સોંપું, દેવ રાખજે સર્વકાળ,
તું મને નહવાડ ને હું થઇશ નિર્મળ.

૪ એ માટે પ્રભુ કરૂંછું વિનંતી,
હું રાહ જોનાર છું તારે પગે લાગી;
જો રકત તારૂં વહેતું છે મારે કાજ હાલ,
તું મને નહવાડ ને હું થઇશ નિર્મળ.

## ૨૦૬. *O Lamb of God.*

૧ દેવનું હલવાન! પાપ મારાં માથે લેનાર,
તારી પાછળ લાગે છે મજ આત્મા;
જેમ જળને કાજ રાન મધે હરણ તરસે,
તેમ તલપે મારો જીવ તુજ કાજ જીવનદાતા.

તુજ પગે નમું, મારૂં સૌ સોંપું,
દુઃખ વેઠવા કે મરવા મજ વિંધેલ પ્રભુ કાજ.

૨ હાય ! જે પાપે તારાથી છેટો કાઢયો,
ઘોર અંધારૂં મન મારામાં લાવીઃ
તેને તજું કેમકે મને રોકાવ્યો,
ને ફરી આવું છું, પામવા મુક્તિ પુરી.

૩ આભથી ઉતર, હે મારા જીવના પ્રીતમ.
મારા તલપનાર મનમાં કર ગાદી;
સવારને કાજ તેમ તારે કાજ રાહ જોઉં;
મારા ત્રાતા વિના શાંતિ વળનાર નથી.

૪ આવ,શુદ્ધ આત્મા,તુજ અદ્ભૂત શક્તિ દઈને,
નાશ કરજે પાપ, સ્વાર્થ ને અભિમાન;
આગરૂપ થઈ મજ મુર્તિઓનો નાશ કર,
મન સાફ કર કે તેમાં ઇસુ થાય બિરાજમાન.

## ૨૦૭. *Begone vain world.*

૧ ખસ જગ ખાલી હું નહિ ઓળખું તને !
તુજમાં નહિ ગુણ નહિ સુખ મળ્યું મને;
સેવા તારી ઘણી કરી થયો તારો ગુલામ,
પણ હાલ મારો છુટકો થયો તમામ.

૨ ધન તારૂં શું ? જો સઘળું મારૂં હોત;
ચળકાટ દેખાય, પણ તેની માંય છે મોત;

આકાશી ઘનપર રાખું મન, જ્યાં ઉગે ઝાડ અમર,
એક ફળદ્રપ દેશ, જ્યાં દુધ ને મધ છે ભર.
૩ આત્મા મારો, વિશ્વાસથી ઉડી જાય;
જ્યાં મારૂં ઘર, તે સુંદર દેશની માંય.
પવિત્રસ્થાન દેવ રહે છે ત્યાં, જ્યાં ખ્રીસ્ત કરે છે રાજ,
ને મધ્યસ્થી, કરે છે મારે કાજ.

## ૨૦૮. *All things are possible.*

૧ જે વિશ્વાસ રાખે ઇસુપર તે સઘળું કરી શકનાર છે,
પ્રભુ ઇસુ સંદેહ વગર વિશ્વાસ મારો તારા પર છે;
હું જાણુંછું વિશ્વાસવડે સૌ કંઈ મારાથી થઇ શકે.
૨ મારાથી પાપ વિના રહેવાય ઇસુપર વિશ્વાસ રાખવાથી,
આ સૌથી અશક્ય દેખાય તોપણ થશે કૃપા થકી;
જો ઇસુ હોય સર્વ શક્તિવાન તો પામી શકું છું આ દાન.
૩ મારામાં ઇચ્છા દેવની થાય ત્યારે તેના જેવો થઇશ,
ને વીચાર,વાતને કામની માંય નહિ કરૂં પાપ પણ શુદ્ધ રહીશ;
ને સાક્ષી પુરૂં સૌ ઠેકાણુ કે ઇસુ છે સર્વશક્તિવાન.

## ૨૦૯. *I would the precious time redeem.*

૧ સ્થીર થા મન મારા, આ યુદ્ધમાં, ને એકજ મારી ચિંતા થાય;
જેઓ નાશમાં છે જનારા, કે તેઓ જલદી બચી જાય;
ને ઇસુ ખ્રીસ્તની ગમ ફરે, કે તેઓને ને માફ કરે.

૨ આતુરતાથી કરીશ લડાઇ, ને શી ફીકર જો આવે દુ:ખ!
જો લોક નરકથી બચી જાય, તો ભરપુર થશે મારૂં સુખ;
જીવ જાય તો નહિ કરૂં દરકાર, પણ મરવા માટે થાઉં તૈયાર
૩ જે હોય મારી કને સોંપું, આગળ ચલાવવા તારૂં કામ;
ને તારે વાસ્તે લડીશ હું, તારા પર ધરી મારી હામ;
ત્રાતા શરણ પાપી લાવું, જેણે તેમને કાજ મોત સહ્યું.

## ૨૧૦. *None of self but all of Thee.*

૧ મને કેટલું દુ:ખ ને શરમ, કે એમ થાય કો' વાર કદી,
મેં ઇસુને ગર્વથી કહ્યું, "મારૂં સર્વ તારૂં નથી."
૨ તો પણ તેણે મને શોધ્યો, દીઠો મેં તે વધસ્તંભ,
ત્યારે મન ધીમેથી બોલ્યું, "મારૂં બહુ, ને તારૂં કમ."
૩ દર દિવસે દયા થકી, તેણે મને બળ આપ્યું,
તેથી નમીને મેં કહ્યું, મારૂં કમ, ને તારૂં બહુ.
૪ આકાશના ઉંચાણથી ઉંચો, સૌથી ઊંડો ને અપાર;
પ્રભુ, તારા પ્રેમે જીત્યો, "તારો સર્વ છું, તારનાર."

## ૨૧૧. *Give me a heart to praise my God.*

૧ મારા દેવની સ્તુતિ કરવા, એક સાફ મન દે મને,
જેને તારૂં લોહી સદા, પાપ વિના રાખે છે.
૨ એક મન જે નમ્ર, લીન, આધીન, ત્રાતાનું રાજ્યાસન,
જેમાં સંભળાય છે ખ્રીસ્તની વાણુ, જ્યાં ઇસુ છે રાજન.

३ એક નમ્ર, રાંક હૃદય દેજે, વિશ્વાસ કરનાર ને શુદ્ધ,
જે ખ્રીસ્તને કદી નહિ તજે, સ્થીર રહેનાર વચ્ચે યુદ્ધ.
૪ એક મન જેના છે સાફ વિચાર, દેવની પ્રીતથી ભરપુર;
પુરણ, ઉત્તમ, ઉપકાર માનનાર, તુજ મન જેવું ઇશ્વર.
૫ હે દેવ, દેજે તારો સ્વભાવ, જલ્દ ઉતર ઉપરથી;
મન મારાપર લખ તારૂં નામ, સર્વોત્તમ નામ પ્રીતિ.

## ૨૧૨. *My God I know I feel Thee mine.*

૧ હે દેવ, તું મારો છે પ્રભુ હું નહિ મુકું તને,
જ્યાં લગ કે નાશ થાય પાપ મારૂં ને મન વિશુદ્ધ બને.
૨ હું ધ્રુજતા હાથે ઝાલું છું પણ તને નહિ મુકું,
હું વિશ્વાસથી તને ભાળું ને તારા ગુણ જાણું.
૩ ઇસુ, તારો સર્વ જીતનાર પ્રેમ મન મારામાં ફેલાવ,
ત્યારે નહિ તોડું તારો નેમ પામી દેવનો સ્વભાવ.
૪ હે કે આકાશથી આગ પડે, ખાખ કરે પાપનો ભાવ,
આવ, દેવનો આત્મા, મારાપર, પવિત્ર આત્મા આવ.
૫ સાફ કરનાર આગ મનની આરપાર ફેલાવી રોશની પાડ;
મને તમામ પવિત્ર કર ને મજ આત્મા જીવાડ.

## ૨૧૩. *Blessed Lord in Thee is refuge.*

૧ પ્રીય દેવ તું છે મજ આશ્રો, ધ્રુજનાર જીવની તું શાંતિ;
નમનાર શીરનો તું છે ટેકો, ચોગમ જ્યારે હોય આંધી,
તને માનીશ, મોત લગ તુજ સ્વાધીન રહી.

૨ ગયા કાળમાં વિશ્વાસ ઓછો તોફાન મધ્યે રાખ્યો મેં;
ધીમે ધીમે હાલ છે વધ્યો અણદીઠ વાતો માનીને,
પ્રેમી ઇસુ તારા હાથપર ટેકવા દે.
૩ વિશ્વાસ જેથી વિજય આવે જ્યારે હાર પાસે દેખાય,
જે યુદ્ધને બદલે જય લાવે આજથી સદા મારો થાય;
જયવાન વિશ્વાસ, અજીત, જેમાં નથી ભય

## ૨૧૪. *Glory, glory! Jesus saves me.*

૧ ત્રાતા, મને તું તારે છે, હું તો કેવળ તારો છું;
લોહી મને શુદ્ધ કરે છે, ધન છે તારૂં નામ, પ્રભુ!
ધન છે! ધન છે! ખ્રીસ્ત તારે છે! ધન્ય હોજો ઈસુને!
લોહી મને શુદ્ધ કરે છે! ધન્ય હોજો ઈસુને!
૨ મન મારૂં બહુ વાર તરફડયું, પામવા આ મુલવાન શાંતિ;
જ્યારે મેં મલ્લયુદ્ધ બંધ કીધું, શાંતિ આવી વિશ્વાસથી.
૩ પળેપળ વિશ્વાસ રાખવાથી, લોહી થકી શુદ્ધ રખાય;
ઝરામાં વિશ્રાંતી પામી, ખ્રીસ્તમાં વસું છું સદાય.
૪ તુજ સેવામાં અર્પણ થઇ, જીવું, મરૂં તારે કાજ;
સાફ મન વિશે આપીશ સાક્ષી, ને ફેલાવીશ તારૂં રાજ.
૫ હા, ઇસુ કાજ ઉભો થઇશ, તાર્યો છે તેં મજ આત્મા;
પાપની ભ્રષ્ટતા દૂર કરીને, મને શુદ્ધ કીધો મનમાં.

## २१५. *Are you washed ?*

१ શું, ઇસુની પાસે તમે આવ્યા છો ?
સફાઈ પામવાને તેના લોહીથી ?
શું હાલ વિશ્વાસ પુરો તેપર રાખો છો ?
સફાઈ પામ્યા શું ખ્રીસ્તના લોહીથી ?
નહાયા છો લોહીમાં ? સફાઈ પામ્યા શું ખ્રીસ્તના લોહીથી ?
શું તમારાં વસ્ત્ર કલંક વિના છે ?
સફાઇ પામ્યા શું ખ્રીસ્તના લોહીથી ?

૨ શું તમે રોજ ચાલો છો ઇસુની સાથ ?
સફાઇ પામ્યા શું ખ્રીસ્તના લોહીથી ?
શું ઇસુપર વિશ્વાસ રાખો છો દિનરાત ?
સફાઈ પામ્યા શું ખ્રીસ્તના લોહીથી ?

૩ પાપનાં મેલાં વસ્ત્ર તમે તજી દો,
સફાઇ પામોરે ખ્રીસ્તના લોહીથી;
અશુદ્ધ હૃદય માટે વહે છે ઝરો,
સફાઇ પામોરે ખ્રીસ્તના લોહીથી.

## २१६. *O Spotless Lamb.*

१ હે નિષ્કલંક દેવનું હલવાન, તુજ ગમ મારે આવવું પડશે,
તોડજે બંધન, દેજે તારણ, ને પાપ મારાં લઈ લે.

મારાં સૌ પાપ લઇ લે, મારાં સૌ પાપ લઈ લે;
નકલંક હલવાન હું આવું છું,— મારાં સૌ પાપ લઈ લે.

૨ તને ચાહે છે મજ આત્મા, છે ભુખ્યો, તરસ્યો, તુજ માટે;
શાંતિ કાજ પડું તુજ હાથમાં, હાલ મારાં પાપ લઈ લે.

૩ સ્વભાવિક પાપથી છું થાકેલ, હે પ્રભુ, મને છુટકો દે!
મન સાફ કરવાને હવે બોલ ને મારાં પાપ લઇ લે.

૪ તારા લોહીમાં પડીને વિશ્વાસથી ઝાલું છું તને;
પુરી મુક્તિ, પુરી શાંતિ હાલ મળે છે મને.

## ૨૧૭. *Pour Thy Spirit.*

૧ ત્રાતા, તુજ પાસ છિયે આવનાર તારે પગે લાગીને,
આશીર્વાદની આશા રાખનાર આત્માથી બાપ્તિસ્મા દે;

આત્મા રેડજે, આત્મા રેડજે મારા અંતઃકરણપર;
અને આ પળથી માંડીને તારા લોકને જાગ્રત કર.

૨ તારી તીક્ષ્ણ નજર આગળ મન અમારાં ખુલ્લાં જો,
અગ્નિથી તું હવે શુદ્ધ કર, અમને દે આત્મા તારો.

૩ મારો વખત તથા બુદ્ધિ ખુશીથી સોંપું છું, હાલ;
તારા વચનો પર ટેકી અગ્નિ પામું છું તત્કાળ.

૪ હાલેલુયા! આગ પડે છે, ભસ્મ કરે સઘળાં પાપ,
મારો સ્વભાવ શુદ્ધ કરીને મજપર ખ્રીસ્ત મારે છે છાપ.

## २१८. *It is the Blood that washes white.*

१ ઇસુ રૂધીરથી મન થાય સાફ ને શાંતિ રહે અંદર,
ને સાક્ષી દે કે, સઘળાં પાપ લઇ લીધાં છે ઇશ્વર.
ધન્ય લોહી! કેવું મુલવાન! તેથી બીકણ થાય બળવાન;
ને મળે સફાઇનું દાન, સ્વાર્થનું ન રહે નિશાન.
૨ જે તોડે છે સેતાનનું રાજ દંડાસ્રા દૂર કરી;
જે પહોંચાડે ઠેઠ સ્વર્ગમાંજ તે છે ખ્રીસ્તનું લોહી.
૩ જે પમાડે છે પવિત્રાઇ, આપી શાંતિ ખરી;
જે આપે આનંદ તથા જય, તે છે ખ્રીસ્તનું લોહી.

## २१९. *Bless our Army.*

૧ હે તું દરેક દેશના ઇશ્વર, તારી આશીષ આપ અમને;
અર્પણ થવા કરજે તૈયાર, સ્વર્ગી અગ્નિ વરસાવજે;
ફોજને સહાય કર! શક્તિનું બાપ્તિસ્મા દે.
૨ તારા શુદ્ધ આત્માથી ભરજે, આપ સીપાઇઓને સફાઇ,
ખ્રીસ્તના પુણ્યથી જગને તારજે, પૃથ્વીપરથી કાઢ ભુંડાઇ;
ફોજને સહાય કર! મોકલ જ્યાં જરૂર છે તહીં.
૩ અમને આપજે વધ પવિત્રાઇ, તારા બળથી કર ભરપુર;
વધાર ફોજની ઉપકારસ્તુતિ, દરરોજ વધુ જયવાન કર.
ફોજને સહાય કર! થા અમારી ઢાલ ને ગઢ.
૪ આશીર્વાદ દે જનરલને, દરેક આગેવાનને પણ,
અમલદારને, સીપાઇઓને, જે સેતાનના છે દુસ્મન!
ફોજને સહાય કર! ગાઇશું અમે તારા ગુણ.

## ૨૨૦. *I will Love Thee Saviour.*

૧ પ્રીત કરવા દે, તું માગે છે મારા મનની સો પ્રીતિ;
પ્રેમ તારો મને જીતીને વશ કરે પુરણુ રીતિ;
કેમકે કામનો બોજ નવ લાગે દુઃખનો ડંખ જાય છે નિકળી,
જ્યારે વેઠાય તારે માટે, કરવાને ઇચ્છા તારી.

તુજપર પ્રેમ છે ઈસુ, લઈ લેજે મન મારૂં,
કેવળ તારી કૃપા સંતુષ્ઠ કરશે મને.

૨ પ્રીત કરવા દે, તું દેખાડજે મજ કાજ કરેલ તારૂં કામ;
મારા અલ્પ વિશ્વાસી મનને દેખાડ સ્થંભનું દુઃખ મહાન.
તારી પ્રીતનું દેજે દર્શન, જેથી મોત નવ ગણ્યું તેં,
વેદના વેઠી થઈ જયવાન, મને તારવાને લીધે.

૩ પ્રીત કરવા દે, આનંદ વિશેષ મળે છે પ્રેમ તારાથી;
કેમકે દુઃખમાં, સુખમાં હમેશ તુજથી મળે છે શાંતિ;
પ્રેમથી હર દુઃખ નરમ પડશે, પ્રેમથી ચિંતા થશે દૂર;
પ્રેમ તો પાછળ ચાલનાર થશે, પ્રેમ છે જીતનાર પ્રેમ છે શૂર.

## ૨૨૧. *Love Divine from Jesus flowing.*

૧ દિવ્ય પ્રેમ ઇસુથી વહે છે, જીવતું પાણી છે પુષ્કળ,
અદ્દભૂત પ્રેમ પાર વિના તે છે, સર્વકાળથી વહેનાર જળ.
અપાર સાગર, તુજ પર વિશ્વાસ છે અચળ.

૨ નહિ સમજાય એવી મહાપ્રીતિ દૂત નવ જાણુ તેનો મર્મ,
લાગે છે તે એવી રીતિ કે પાપીને કરે નર્મ.
ખ્રીસ્ત સમજાવજે કેમ પળાય મુક્તિના ધર્મ.

૩ પ્રેમ સૌ પાપને ક્ષમા કરનાર કલંકથી દેનાર સફાઈ;
પ્રેમ જે હદ સુધી છે ભરનાર તો પણ કદી કમ ન થાય,
મુલવાન ઝરો ખ્રીસ્તના દિલથી વહેતો જાય.
૪ છુટો કરજે મારો આત્મા તને જાણવા ચાહુ છું;
હે દેવ, હું છું તારો સદા, જીવતો મરતો તારો છું,
પ્રાર્થના એ છે કે પ્રેમ તારો વધ પામું.

## ૨૨૨. *I need Thee every hour.*

૧ હું તનેજ માગું છું, હરદમ પ્રભુ,
સત્યશાંતિદાતા, મારો છે તું.
માગું તને, હે પ્રભુ, હરદમ હું તનેજ માગું;
આશીર્વાદ દેજે, ઇસુ, વિનંતી સુણ.
૨ હું તનેજ માગું છું, રહે મારી પાસ,
પરિક્ષણ નિર્બળ થાય, જો તું હોય પાસ.
૩ હું તને માગું છું, દુ:ખ ને આનંદ,
બન્ને હાલતોમાં, તું છે પસંદ.
૪ હું તને માગું છું, ઇચ્છા તારી,
દેખાડી મારામાં, તું કર પૂરી.

## ૨૨૩. *Jesus precious Saviour.*

૧ પ્રેમી ઇસુ, મને તારણ દીધું તેં,
પાપના બગાડ થકી સાજો કીધો છે;
નિતનિત તને સેવીશ ગમે તેવું થાય,
પછી તને સ્વર્ગમાં હું ભજીશ સદાય.

આખું મન સોંપું છું, દર દહાડે જે થાય તે;
સદાકાળ સોંપું છું, લોકને તારવાને.

૨ વીસીના ગભાણથી તારી પાછળ હું,
દુ:ખ સંકટ વેઠીને ચાલીશ, હે પ્રભુ.
વધસ્તંભની વેદના ખુશીથી સહીશ,
કેમકે તારી સંગ હું સ્વર્ગમાં રહીશ.

૩ મહેનત તથા યુદ્ધમાં રહીશ વિશ્વાસુ,
ખુશીથી સૌ વેઠી તેને લાભ જાણું;
પાપના ગુલામોને મુક્તિ પમાડવા,
મને હિમ્મત આપજે, હે મારા રાજા.

૪ લોકો નાશ પામે છે, મને કરજે શૂર,
તારી પ્રીત ને રોશની પામે સૌ ભરપુર;
જોરથી યુદ્ધ ચાલે છે, પડશે પાપનું રાજ,
ત્યારે જગમાં તને હું પહેરાવીશ તાજ.

## ૨૨૪. *Thou art a mighty Saviour.*

૧ સ્તુત્ય બલવાન ઇશ્વરના, મજપર તેં કરી કૃપા,
મૂક્યું તારૂં સ્વર્ગી ઘર, પ્રેમે મૂઓ સ્થંભ ઉપર.

તું તો શક્તિવાન છે તારનાર, પ્રિત તારી છે અવિકાર;
સદા તું છે મારો દોરનાર, તારો હું રહું સદા.

૨ તને લીધો કાપવા કાજ, ત્રાતા મારા, સિરતાજ;
મજ કાજ વહ્યું તુજ લોહી, શુદ્ધ કરવા પાપ ધોઈ.

૩ તારી અધિક કૃપાથી, તેં ઉગાર્યો શિક્ષાથી,
પાપથી દૂર રાખે છે તું શુદ્ધ આત્મા વડે, પ્રભુ.
૪ વધુ પાસે લાવ, ઇશ્વર, મજ આયુષ્ય સફળ કર;
મને નિત્ય તું સંભાળ, મનમાં મને રાખ પ્રેમાળ.
૫ રે પ્રકાશવા દે મને, કે જગત જાણે તને;
તારામાં બહુ ફળવાન કર, કે હું ટકું જીવનભર.

## ૨૨૫. *From every stain made clean.*

૧ હર કલંકથી સફાઇ, હર પાપથી છુટકારો,
આ દાન અમૂલ્ય, હે સ્વામી, તું આપવા બંધાયો.
હું હાર્યો વારંવાર, ને દોષિત ઠર્યું મન,
પણ હાલ તુજ પાસ હું આવુંછું, સૌ કરીને અર્પણ.
૨ ન છુપાવું મજ પાપ, પણ થાઉં હિંમતવાન,
ને ખુલ્લી કરૂં મનની વાત, ધિક્કારી અભિમાન.
હું જેવો છું, પ્રભુ, લોક ધારે તેવો નહિ,
હું છુટવાને તરફડું છું, તુજ સન્મુખ આવી અહિ.
૩ તારા અજવાળાથી, હું એવું જોઉં છું,
જે દાન તું બક્ષે છે, સ્વામી, તે મેં નથી લીધું.
પ્રભુ, તું કૃપાથી, આપી બુદ્ધિ ને બળ,
બચાવી શકે હર ઘડી, શુદ્ધતા આપી આ પળ.

૪ તનમનધન અર્પું છું, તારી વેદી ઉપર
હૃદયમાં તું રાજ કર, પ્રભુ, કે ઇચ્છા આવે બર
તુજ આત્મિક અગ્નિથી, થાએ છે સ્વાર્થનો નાશ
ને કેવળ તારાપર ટેકી, કરૂં છું હાલ વિશ્વાસ
૫ રકતે શુદ્ધ થાએલ મન, શુદ્ધ ઇચ્છા ને વિચાર
ઇશ્વરે વશ કરેલ તદન, જેમાં શાંતિ અપાર
ખ્રીસ્તના અજવાળામાં, ચાલવું, રહેવું સદાય
આ મહા દાન મને હાલમાં, દીધું છે, તારક રાય

## ૨૨૬. *Glory to His name.*

૧ જે સ્થંભપર ઇસુએ મોત સહ્યું, જેની હેઠળ જય પામ્યો હું
ત્યાં રૂદીયે તેનું ખુન લાગ્યું, જય ઇસુની જય
જય! ઇસુની જય! જય ઇસુની જય!
ત્યાં રૂદીયે તેનું ખુન લાગ્યું; જય ઇસુની જય!
૨ અજબ રીતે મારી મુક્તિ થઈ, નિત ઇસુ રહેછે મનની માંહે
સ્થંભની હેઠળ મને તાર્યો તહીં, જય ઇસુની જય
૩ કેટલો પ્રીય છે તે ઝરો! સારૂં થયું કે હું માંય પડયો
ત્યાં પાપનો ડાઘ ઇસુએ કાઢયો, જય! ઇસુની જય
૪ આ જગના બધા લોક, આવો, તેમાં નાહીપૂરા શુદ્ધ થાઓ
બચીને બીજાને તારવા જાઓ. જય! ઇસુની જય

## ૨૨૭. *Come Jesus Lord, with Holy Fire.*

૧ પવિત્ર આગ લઇ, ઇસુ, મન મારાને જોશ કર, પ્રભુ
તુજ રકતે સાફ કરી;
મજ આત્માને તું દર્શન દે, નવો જન્મ તેં દીધો છે,
હાલ દે શક્તિ તારી.

૨ મન મારૂં કદી ન ડોલાય, હું તુજ સાથે સ્થંભે જડાઇ,
તારામાં જીવું છું.
જગની માયા ને મઝામોજ, હું ન ચાહું પણ દરેક રોજ,
ઇસુમાંજ હરખાઉં.

૩ તુજ આત્મા કાજે તૃષિત કર, કે ઇચ્છા મારી આવે બર,
મન મારૂં થાય ભરપૂર.
પ્રભુ, તું પોતે મારો થા, સૌ બળ સહિત પધાર મનમાં,
મનમાં પધાર જરૂર.

૪ મજ ઇચ્છા તારે સ્વાધીન થાય, તારો પ્રકાશ મનમાં ફેલાય,
તું મજપર પ્રસન્ન થા.
પૂરો વિશ્વાસ કરવા તેડાઇ, ને તારી પ્રિતે ભરપૂર થઇ,
કરૂં તુજ મહિમા.

## ૨૨૮. *Love one another.*

૧ દુઃખ તથા સુખમાં પ્રીતિ કરતા જાવ,
દુશ્મનાઈ બદલે પ્રેમ કરનાર થાવ;
વૈરીને માટે કરો રે પ્રાર્થના,
એજ આજ્ઞા આપી છે ઇસુ ત્રાતા.

પ્રીતિ કરો રે! એક બીજા પર ને સંદેશો ઈસુનો કહો,
પ્રીતિ કરો રે! એક બીજા પર ને વેરીપર પ્રીતિ કરો,

૨ શો લાભ પ્રેમ કરનારપર પ્રીત રાખવાથી,
એવું તો કરે છે લોકો પાપી;
અમે જે રોશની પામેલા છીયે,
વૈરીપર પ્રીતિ કરવી જોઇએ.

૩ આત્માનું ફળ છે પ્રીતિ આનંદ,
શાંતિ, સહનતા ને માયાળુપણુ,
ભલાઈ, વિશ્વાસ, લીનતા સ્વદમન,
એવાને ઉલટો નથી કોઈ નિયમ;

## ૨૨૯. *Oh send a revival again.*

૧ એલીયાના ઇશ્વર આગ મોકલ અમપર,
છે એજ વિનંતી અમારી;
દેવાત્મા મોકલ એક મુક્તિની રેલ,
ને જાગૃત કર પ્રજા તારી.

રે જાગૃત કર પ્રજા તારી, રે જાગૃત કર પ્રજા તારી,
આતુર છે ઈચ્છા કે આવે આત્મા ને જાગૃત થાય પ્રજા તારી.

૨ સર્વ શક્તિવાન આત્મા કહે છે લોક તારા,
સત વચનપર આધાર રાખી;
દેવ કરજે કૃપા ને સાંભળ પ્રાર્થના,
ને જાગૃત કર પ્રજા તારી.

૩ એ જીતનાર શક્તિ પ્રેરિતોને મળી,
વાત તારી બદલાતી નથી;
કરીને વિશ્વાસ બળ મળે છે ખાસ,
જાગૃત કરવા પ્રજા તારી.

## ૨૩૦. *Jesus keep me near the cross.*

૧ ક્રૂસની પાસે રાખ મને, પ્રીય પ્રભુ ઇસુ;
જ્યાં શુદ્ધ કરનાર ધાર વહે છે, તારણ કરવા સૌનું.

ક્રૂસની માંય ક્રૂસની માંય, હું હરખાઇશ સદા;
જ્યાં લગ મારો આત્મા જાય, તુજ પાસ સ્વર્ગ દેશમાં.

૨ હતો ધ્રુજતો ક્રૂસની પાસ, પ્રભુ મને મળ્યો;
મજપર પ્રેમ રાખીને ખાસ, મને તેં સ્વીકાર્યો.

૩ ક્રૂસ પાસે! પળે પળે, મને ક્રૂસ સંભરાવજે,
રોજ તેની છાયા તળે, તું મને ચલાવજે.

## ૨૩૧. *Thee only Thee.*

૧ ઇસુ મારો, તારી પાછળ ચાલીશ,
દુઃખ સંકટ વેઠી તારી વાત પાળીશ;
તેં મને તારવા સહ્યું છે મરણ,
ઇસુ, હું સોંપું તને તન મન ધન.

તારી પાછળ, તારી પાછળ;
ઈસુ મારો, તારી પાછળ ચાલીશ.

૨ જગતની માયા મોહિત કરે નહિ,
ધન મારૂં રહેશે તે સર્વ કાળ સુધી;
વાણી તારીપર રોજ ધરૂં છું કાન,
તુંજપર તાકું છું, તારનાર પ્રીતિવાન.

૩ ઇસુ, મોં તારૂં મારાપર મલકાવ,
હર પાપ કલંકથી નિત્ય તું બચાવ;
હે પ્રભુ, બોલ અથવા ઇસારો કર,
ઇચ્છા તારી છે આજ્ઞા બરોબર,

૪ યુદ્ધમાં સાથીઓ, કદી હારતા મા!
જલદી ચાલો આકાશી રસ્તામાં;
ઉપર ને આગળ જય પામીને જાઓ,
પછી તરવાર મૂકી તાજ પેરનાર થાઓ.

## ૨૩૨. *Saviour lead me lest I stray.*

૧ તારનાર મને દોરી લે, પ્રેમથી દોરી લે મને;
તેં મટાડી બીક મારી પ્રીતમાં રહીશ હું તારી.

દોરજે, દોરજે, તારનાર, મને દોરી લે;
જીવનભર પાસે રહી, તારનાર, મને દોરી લે.

૨ પ્રાણનો આશરો છે તું, તોફાન થાય જ્યારે દુઃખનું;
ભય નથી કંઈ તારી પાસ, તારા પર છે મારી આશ.

૩ તારનાર, અંત લગ મને દોર, મન દોર ભવસાગર પાર;
તે દેશ જેમાં રાત નથી, દુઃખ આવનાર નથી કદી.

## २३३. *Breathe on me Breath of God.*

१ મજપર તું ફુંક, પ્રભુ, દે નવજીવન ને બળ;
તું ચાય તેની હું પ્રિત કરૂં, તે કામ કરૂં હર પળ.
આત્મા તું રેડ મારાપર, મારા મનને પ્રેમથી ભર;
આત્મા રેડ, હે મારા ઇશ્વર, તારે કાજ તું પુરણ કર
૨ મજ પર તું ફુંક, પ્રભુ, જ્યાંલગ કે મન સાફ થાય,
ને તું ચાહે તેમ હું ચાહું, ને તેમ કરૂં સદાય.
૩ મજપર તું ફુંક, પ્રભુ, મજ જીવમાં વ્યાપક થા;
ને દિવ્ય આગે મન મારૂં, પ્રકાશિત કરતો જા.
૪ મજપર તું ફુંક, પ્રભુ, ને હું થઇશ અમર;
ને પુરણ જીવન ભાળીશ હું, તારા જેવું, ઇશ્વર.

## २३४. *I want the Faith of God.*

१ મજને જોઇએ વિશ્વાસ, પહાડને ખસેડે જે,
ને ખ્રીસ્ત રૂધીરપર ટેકી ખાસ, પ્રિતે સૌ કામ કરે.
૨ મજને જોઇએ વિશ્વાસ, આનંદી રહે છે જે,
ને દુઃખમાં કરે છે ઉલ્લાસ, સ્વર્ગ પહોંચાડે છે.
૩ મજને જોઇએ વિશ્વાસ, જે થાકે નવ કદી,
જે ખ્રીસ્તપર તાકી રે' છે, ખાસ, કાયમ રહે અંત સુધી,
૪ મજને જોઇએ વિશ્વાસ, જે થાયજ નહિ નિષ્ફળ,
ને જ્યારે સેતાન આપે ત્રાસ, દે મને વધુ બળ.

૫ મજને જોઇએ વિશ્વાસ, પામવાને પૂરો પ્રેમ,
કે રોજ પામું વધુ પ્રકાશ, ને લહું જોઇએ તેમ.
૬ મજને જોઇએ વિશ્વાસ, કે જય પામું નિશ્ચે,
આત્માની શક્તિ રહે મજ પાસ, મજ આત્મા જીવતો રહે.

## ૨૩૫. *Full Salvation!*

૧ પુરી મુક્તિ! પુરી મુક્તિ! ઉઘાડેલો છે ઝરો,
વહેતો છે ત્રાતાની કુંખથી, સૌને આપનાર છુટકારો.
પુરી મુક્તિ! વહે છે સાગર મહા મોટો.
૨ ધન્ય, સ્તુત્ય પ્રકટીકરણ! સફાઇ આપનાર ધાર જુઓ,
પાપ કલંકથી આપી તારણ, કરનાર હીમથી ઉજળો,
પુરી મુક્તિ! ધન છે અનુભવ તેનો!
૩ પ્રેમની ધાર અજીત ચાલે છે, હાલમાં મારા દિલની માંય.
વિચાર, ઇચ્છા, સ્વભાવ સર્વે, શુદ્ધ રખાએછે તેથી,
પુરી મુક્તિ! પાપસત્તાનો નાશ કરી.
૪ અનંત જીવન! સ્વર્ગી આનંદ! મન છે આત્માનું મંદિર,
મજ સાથ ઈશ્વર, પરમસત્સંગ! મહાનંદી, મહાગંભીર!
પુરી મુક્તિ! આપવા વહ્યું ખ્રીસ્ત રૂધીર.
૫ ચિંતા, સંદેહ, દુઃખ ને રૂદન, બીકને કલેશ ગયાં દૂર;
વિશ્વાસથી મન છે સમાધાન, ઇસુ જય આપશે જરૂર.
પુરી મુક્તિ! સદા મફત ને ભરપુર.

## २३६. *Welcome, welcome dear Redeemer.*

१ ભલે આવ્યા! પ્રીય ત્રાતા, મન મારામાં તું પધાર;
અર્પણ થાઉં તારા કામમાં, તારા થાવ મજ સૌ વિચાર,
કેવળ તારો, તારો રહીશ સર્વકાળ.
૨ તુજ મંદિર સૌ મને જાણી, જગને સેતાન અલોપ થાય,
નહિ તો ફાંફાં મારશે ખાલી, કેમકે પ્રભુ રહેછે મહીં.
બોલો, "મુક્તિ!" બોલો, "ઇસુ ખ્રીસ્તની જય!"

## ૨૩૭. *Speak, Saviour, speak.*

૧ હાલ સંભળાવજે વાણી તારી, સાંભળતાંજ હું છું માનનાર,
તુજ પાસ એ છે પ્રાર્થના મારી, મારી સૌ બીક મટાડ;
રે હાલ પ્રકાશ પાડીને, ગર્જ મારી પ્રગટ કર,
હાલ તું પ્રાર્થના સાંભળીને, બોલજે, હું છું માનનાર.
બોલ, ત્રાતા, બોલ, હું માનીશ હુકમ તારો;
જો, હું શોધું છું હાલ, પાપથી પામવા છુટકારો.
૨ સંભળાવજે ને તારી પાછળ, સાંકડી વાટમાં ચાલીશ;
જ્યાં લગ તું છે મારી આગળ, હું દુ:ખને સુખ માનીશ.
મારૂં મન છે તારૂં મંદીર, તારા પ્રેમથી કર ભરપુર;
પાપ તજી ને થઇશ શૂરવીર, તારોજ થઇશ જરૂર.
૩ મને સદા ખ્રીસ્તનું લોહી, મનમાં કર્યાં કરે શુદ્ધ;
તને નહિ દુ:ખાવું કદી, પાપ કરી તુજ વિરૂદ્ધ.
તજું છું આ જગની મઝા, આપસ્વાર્થ ને અભિમાન;
પામી ધન વધુ સૌ કરતાં, ઇસુ ને તેનું ત્રાણ.

## ૨૩૮. *Thou Shepherd of Israel.*

૧ હે પાળક આત્માના મારા, મન મારાનો પ્રીતમ છે તું,
નિરંતર તુજ પાસે રહેવા, હું ખરા મનથી માગું છું.
તે ચારાનો કરૂં છું શોધ, જ્યાં સર્વે જે તને માને છે.
આરામ લે છે માંય તારી ગોદ, ને તાપથી બચાવ પામે છે.

૨ ઓ બતાવ તે દિલખુશ જગ્યા, લોક તારાંનું ખરૂં રહેઠાણુ;
સૌ તારાપર તાકે છે જ્યાં, પામી મનનું સત્ય બદલાણુ.
પાપી પર પ્રેમ તારો દેખાડ, મોત તારૂં પણ સ્તંભની ઉપર.
ઉપર લઈ જા કાલવરી પહાડ, કે તુજ સાથે થાઉં મરનાર.

૩ ત્યાં તારા હલવાનની માંહે, છે રહેવાની ઘણી ઇચ્છા;
તે સત્યરૂપ પહાડની છાંયે, પ્રેમ તારામાં રહું સદા:
એજ મોટી ઇચ્છા છે અંતર, કે ન ખસું ત્યાંથી કદી.
તુજ ઘાએલ હૃદયની અંદર, હું વસું સદા કાળ સુધી.

## ૨૩૯. *Send the Fire.*

૧ હે સાફ કરનાર આગદાતા ખ્રીસ્ત, અગ્નિ દે!
આ દાન તું આપનાર છે ખચીત, અગ્નિ દે!
ફોજ તારી નિહાળીને જો, આત્માની રાહ જુએ છે સૌ,
એક બીજું પારખ્યા પર્વે હો, અગ્નિ દે!

२ એજ આગની મોટી છે જરૂર, અગ્નિ દે !
તે હર ગરજ કરશે ભરપુર, અગ્નિ દે !
શક્તિ દેશે નેક ચાલને કાજ, કૃપાથી જયવંત કરશે આજ.
કે ફેલાવીએ તારૂં રાજ, અગ્નિ દે !
૩ બળ મળશે અબળતા સાટે, અગ્નિ દે !
મરનાર પાપી તારવા માટે, અગ્નિ દે !
હે પ્રભુ, તારી વદીપર, અર્પણ કરીયે સર્વ ઉમર,
યજ્ઞ અમારો માન્ય કર, અગ્નિ દે !

## ૨૪૦. *Let the Fire fall.*

૧ અમને જોઇએ અગ્નિ, માનીને તુજ વાણી,
એટલીજ છે વિનંતી, અગ્નિ પડવા દે.
માગી નવી શક્તિ, તુજપર વિશ્વાસ રાખી,
નાઠાં શક ને ભીતિ, અગ્નિ પડવા દે;
અગ્નિ પડવાદે, અગ્નિ પડવાદે; આવ, પવિત્ર આત્મા ને બાપ્તિસ્મા દે.

૨ તારાપર ટેકું છું, પ્રાર્થના કરી જાથુ.
સૌમાં માની તારૂં, અગ્નિ પડવા દે.
તારી ગમ સૌ લાવી, મનમાં ખુબ હરખાઇ,
સ્વર્ગી ઘંટ વગાડી, અગ્નિ પડવા દે.
૩ વફાદાર રહીને, તુજથી બળ પામીને;
પ્રેમે વશ થઇને, અગ્નિ પડવાદે.
પાડતાં બુમ આનંદે, નાસી ગયો સંદેહ,
જય મળે છે અમને, અગ્નિ પડવાથી.

## ૨૪૧. *I stand all bewildered.*

૧ હું અચરત પામી ઉભો છું, જોઇને પ્રીત સાગર વિશાળ;
ને શાંતિની લેહેર તે પર થઈ, મન મારામાં આવે છે હાલ.

પાપ મારાં ક્રૂસ તળે ઢંકાય છે, ઉલંઘન છે લોહીની હેઠે;
ઇસુપર છે પુરો ભરોસો, દેવ ઇચ્છા મારામાં રહે છે.

૨ હું મનમાં સાફ થવા તરફડયો, માગીને પવિત્રાઇનું દાન;
પણ તડફડાટ જયારે બંધ થયો, ખ્રીસ્તે દીધી શાંતિ મહાન.
૩ ઇસુએ રોગ મારો મટાડયો, કહીને કે તું સાજો થા;
હું તેના જભાને અડકયો, ને શાંતિ આવી મારામાં.
૪ મજ શાંતિનો સરદાર આવે છે, તે મારાપર મલકાવે મોં;
ને પ્રેમ થકી હાલ મને કહે છે, મજ શાંતિ પામીને શાંત હો.

## ૨૪૨. *Be Thou my Guiding Star.*

૧ તારે ચરણે મને જો, પ્રભુ, મારી ગરજ પુરી પાડજે તું;
તારા બળથી વધસ્તંભને લઉં, જે તેં મજ કાજ નિમ્યો.

પ્રિય દેવ, આપું છું સૌ તને, મજ તનમન આજથી તારૂં છે;
ભવસાગર પાર લઈ જવાને, તું મારો દોરનાર થા.

૨ પ્રીય દેવ, તું પાસે આવે છે, તું હોય તો માણુસ શું કરે?
તુજથી જય પામીશું નિશ્ચે, મજ અતિ પ્રીય તું.
૩ જો ભારે દુઃખ સંકટ આવે, તું મુઓ મને તારવાને,
તુજ મરજી કઠણ ન લાગે, તારી ઇચ્છા હોજો!

## २४३. *Tell me what to do to be pure.*

૧ સર્વ જોનારની નજરમાં, કેમ કરીને હું શુદ્ધ થાઉં?
પાપથી કંટાળું છું મારાં; તેથી છુટકારો કેમ પામું હું?
માંહેના દાસપણુમાંથી, છુટકો, શું ન મળે કદી?
શું મુક્તિ મારે કાજ નથી? શું મનમાં સદા રહેશે બદી?

હીમ કરતાં સફેદ! હીમ કરતાં સફેદ!
ખ્રીસ્તના પુન્યથી શુદ્ધ કરાઉં તો હીમ કરતાં થઈશ સફેદ.

૨ શું, ત્રાતા મદદ ન કરે, કેવળ દોષ દેખાડી ચાલ્યો જાય?
શુદ્ધતા શું હાલ ન મળે, હવે તરત શુદ્ધ મન ન પમાય?
હે પ્રભુ, સર્વશક્તિવાન, વેણુ નિષ્ફળ ન જ જાય તારૂં,
ત્યાં, હાલ હું નિશ્ચે જાણું છું, મને પ્રાર્થનાનું ફળ છે મળ્યું.

૩ આગળ મને સુજતું ન'તું તે હાલ મને તું બતાવશે;
મન મારામાં તું રહે છે, અને તુજ ઈચ્છા મારી પણ છે.
તું મારાપર છે પ્રસન્ન, હૃદયમાં પ્રેમ છે ભરપૂર;
હવે હું જોઈશ તારૂં મોં, મજ વર્ત્તનમાં ફેર થશે જરૂર.

## २४४. *Give me the Faith.*

૧ દેવ મને એવો વિશ્વાસ દે, જેથી પર્વતો ખસેડાય;
તે પ્રાર્થના કરનાર પ્રીતિ દે, જે તારવા તલપી રહે સદાય;
પ્રેમ તારો મજપર પામો જીત, તુજ મોટી આગસ્વરૂપી પ્રિત.

૨ હું સમયને ખરીદી લઉં, ને જીવું કરવા એકજ કામ,
કે લોકને તારવા શ્રમ કરૂં, તેમને સંભળાવવા તારૂં નામ,
પાપથી ફેરવવા ખ્રીસ્તની ગમ, કે રકતે શુદ્ધ રખાય હરદમ.
૩ તેં દીધાં તેટલાં બુધિ બળ, તેટલાં તું હાથમાં પાછાં લે;
વાત તારી ફેલાવવા હર પળ, મહિમાવાન કરવા તને,
હર પળ તારી સમજીને હું, સદા સુવાર્ત્તા કહેતો રહું;
૪ હૃદય મારાને મોટું કર, તુજ પ્રેમરૂપ આગથી તે ઉભરાય,
તો પ્રેમ તારાથી થઇ નિડર, હું કરીશ જેટલું મજથી થાય,
જેઓને કાજ તેં સહ્યું મર્ણ, તેઓને લાવવા તારે શર્ણ.

## ૨૪૫. *Come Saviour Jesus, from above.*

रागः—' वधस्तंभने धारी जोता '

૧ હે ત્રાતા ઇસુ, સ્વરગથી, આવી કૃપાએ કરજે સહાય,
આ જગનો પ્રેમ કાઢ મનમાંથી, ને તેમાં પોતે રહે સદાય.
૨ તારી પવિત્ર હજુરાત, મજ તલપી રહેનાર મન ભરે,
પુત્ર કરે તારીજ ઇચ્છા, ને તારામાંજ આનંદ કરે.
૩ હાલથી કોઇ પણ અશુદ્ધ વિચાર, હુંનહિ રાખું મજ મનની માંય,
મજપર તું પોતે કર અખત્યાર, ને મને નિર્મળ રાખ સદાય.
૪ ધન, માન, મોજશોખ અને જે સર્વ આ ક્ષણિક જગત દઇ શકે,
સૌને હું તજું સુદ્ધાં ગર્વ, કે ખ્રીસ્ત પર મારો પ્રેમ ટકે.

## २४६. *Jesus, my Truth my Way.*

१ ઇસુ, મજ સત્યતા, તું સન્માર્ગ છે મારો;
મારૂં અજવાળું છે સદા, ને મારો ભોમિયો.
२ તું મારૂં છે સુજ્ઞાન, તું મારો સદ્દગુરૂ;
મજ સલાહ આપનાર કૃપાવાન, કર તારૂં કામ પૂરૂં.
३ હું બહુ અધુરો છું, પણ સંગમાં રાખ તારી;
તારી કૃપા પર છે વિશ્વાસ; થંભ પર છે આશા મારી.
४ બચાવી રાખ મને, પવિત્ર કર પુરો;
સંકટ આવે તો રાખજે સ્થિર, ને મને કર શૂરો.
५ આપું સાક્ષી બધે, શબ્દો ને કૃત્યોથી;
સઘળાં પાપથી શુદ્ધ રાખ મને, સ્વર્ગે જાઉં ત્યાં સુધી.

## २४७. *Guide me, O Thou Great Jehovah.*

१ મને દોર, યહોવાહ મહાન, હું છું હમણાં મુસાફર;
હું છું દુર્બળ, તું છે બળવાન, તારા હાથમાં મને ધર.
અન્ન આકાશી, મજ આત્માને તૃપ્ત કર.
२ ઉઘાડ શુદ્ધ કરનાર ઝરાને, જેથી અશુદ્ધ થાય નિર્મળ;
અગ્નિથંભ રોજ દોરે મને, અંત લગ મારી કર સંભાળ.
સર્વ શક્તિવાન, સમર્થ કરનાર, થજે ઢાલ.
३ જ્યારે મોતની નદી આવે, ત્યારે તું ઉતારજે પાર;
તું તો મોતનો નાશ કરાવે, સર્વ ભયથી છે તારનાર.
સદા ગાઇશ, તારાં સ્તોત્રો ને આભાર.

## ૨૪૮. *Go Labour on.*

રાગઃ—" વધસ્તંભને ધારી જોતા "

૧ ઓ ખ્રીસ્તના દાસ, શ્રમ કરતો રહે, બાપની ઈચ્છા કરતાં હરખા;
સ્વામીએ પોતે કર્યું છે, તેમ કેમ ન કરે દાસ તેના ?
૨ દિન છે ત્યાં લગ શ્રમ કરતો રહે, વહેલી પડશે પૃથ્વી પર રાત;
કામ જલદી કર, વિશ્રામ ન લે, કે મુક્તિ પામે દરેક જાત.
૩ ઘોર અંધારામાં મરે લોક, મુક્તિ વિના લઇ છેલ્લો સ્વાસ;
મસાલો લઇ અંધકારને રોક, આખા જગમાં ફેલાવ પ્રકાશ.
૪ આનંદ સહિત શ્રમ કરતો રહે, પછી તને મળશે આરામ;
પ્રભુ પોતે "શાબાશ!" કહેશે તને આપી સ્વર્ગી ઇનામ.

## ૨૪૯. *Come Jesus Lord with Holy Fire.*

૧ આવ, ઇસુ, પ્રભુ, અગ્નીએ, ઉત્તેજીત કર દાસ તારાને,
શુદ્ધ કર તુજ લોહીથી !
મજ આત્માને તું દર્શન દે, સર્વ શક્તિએ છોડાવ મને,
હાલ દે મુક્તિ પુરી.
૨ સૌ મન મારૂં હાલ છે તારૂં, તુજ સાથે મોત આવ્યું મારૂં.
તારામાં જીવું છું;
જગ વિષે હું નિર્જીવજ છું, માયા તેની કંટાળું છું,
છે પરમપ્રિય તું.
૩ તું મને અતિ તૃષિત કર, અપાર ઇચ્છાથી મને ભર,
ઇચ્છાથી કર ભરપુર;

તું આવ્યા વગર રહીશ મા, સર્વસ્વ સહિત રહે મજમાં,
પુરી રીતે જરૂર.
૪ તારી ઇચ્છા તે મારી થાય, હું ચાલું તારા પ્રકાશ માંય,
હો મજ પર પ્રસન્ન તું;
તુજ પર રાખું પુરો વિશ્વાસ, તુજપર રહે મારી પ્રીતિ ખાસ,
સુચાલે ગુણ ગાઉં.

## ૨૫૦. *Take my life and let it be.*

रागः—" ईसु, नम्र, प्रीतिवान."

૧ તું લે મારી આખી વય, તને સદા અર્પિત થાય;
દરેક ઘડી, દરેક પળ, તને સ્તવું નિરંતર;
મોટા સાગર જેવી વહે છે, વહે છે મુક્તિની નદી.
૨ લેજે મારા હાથ ને પાય, તારી ઇચ્છા કરવા ધાય,
કરવા તારૂં ઉત્તમ કામ, સંભળાવવાને તારૂં નામ.
૩ મારો સાદ તું વાપરજે, પાપીઓને તારવાને;
મારા હોઠ પવિત્ર કર, તારાં વચનોથી ભર.
૪ પ્રભુ, લેજે મારૂં ધન, તને સોંપું આખું મન;
મારી વિચારશક્તિ લે, તારા કામમાં વાપરજે.
૫ તારી ઇચ્છા મારી થાય, કંઈ નહિ ચાહું તુંજ સિવાય.
મારૂં હૃદય અર્પું છું, તેમાં તું રાજ કર, પ્રભુ.
૬ મારી સઘળી પ્રીતિ હું, તુજપર રેડી રાખું છું,
તન મન સર્વે તારૂં છે, વિશ્વાસુ તું રાખ મને.

## ૨૫૧. *Have You received the Holy Ghost.*

૧ શુદ્ધાત્મા તને મળ્યો શું? લડવા કરશે તૈયાર;
સેનાસમ કરશે અને તું, પમાડશે પાપને હાર.
ઉતરે છે, ઉતરે છે! શુદ્ધાત્માની શક્તિ; ઉતરે છે, ઉતરે છે! શુદ્ધાત્માનો અગ્નિ.
૨ શુદ્ધ શક્તિ તને મળી શું? આકાશથી તારા પર,
મોકલવા તૈયાર છે ઇસુ, તેથી થઇશ નિડર.
૩ શુદ્ધ અગ્નિ તને મળ્યો શું? નાશ કરશે પાપને વ્હેમ;
કામ ક્રોધ મદ લોભથી બચી તું, ક્રૂસ ઉપર કરશે પ્રેમ.

## ૨૫૨. *Come Thou Burning Spirit, Come!*

૧ ભસ્મ કરનાર આત્મા આવ! હાથ જોડી વિનવીએ!
બાપ દીકરા પાસેથી આવ! પ્રભુ અમને દર્શન દે.
શુદ્ધાત્મા હાલ ઉતરી આવ! મનમાં તારી ઇચ્છા થાવ!
અગ્નિથી સાફ કરજે મન, તને સોપ્યું તન મન ધન.
૨ વેદી પર તું જો અપર્ણું, તન ને મન ઇચ્છા ને પ્રાણુ
સર્વે કુઇચ્છાઓને હણુ, મને હાલ દે પૂરૂં ત્રાણુ!
૩ થયા છીએ હાલ અર્પણ, પ્રીય ખ્રીસ્તને ખુશીથી,
જેણે સહ્યું છે મરણ, પમાડવા મુક્તિ પૂરી.
૪ વિશ્વાસથી આ મોટું દાન, હક્ક કરીને હું માગું,
જે કાજ ખ્રીસ્ત થયો કુરબાન, તે મહાદાન હું પામું છું.

## २५३. *My body, Soul and Spirit.*

१ હું અર્પું છું તન મન ધન, હે ઇસુ હાલ તને,
પામવાને પુરૂં સાફ મન, આવું છું તુજ કને.
આ વેદી પર હું રાખું, પડે પવિત્ર આગ,
મજપર, મજપર, મજપર, પડે શુદ્ધ કરનાર આગ.
૨ હે ઇસુ, મારા ત્રાતા, તું મારો મદદગાર;
દિલ મારૂં નિર્મળ કરજે, ને દે પુરો ઉદ્ધાર.
૩ હાલ શુદ્ધ અગ્નિ મોકલ તું, ને દિલમાં ભર પ્રકાશ,
ને મારૂં આ સૌ અર્પણ, કરજે મંજુર તું ખાસ.
૪ હું તારો છું, હે પ્રભુ, એ મારો છે કરાર,
મને તારી શક્તિએ, કરજે સદા જીતનાર.

## २५४. *For Thou art Almighty.*

૧ મજ આત્મા તું શાંત ક્યારે થાય, ને ક્યારે મટે અંત:યુદ્ધ;
મજમાં રાજ કરી ઇસુ રાય, હું સૌ ભયથી છુટી થાઉં શુદ્ધ.
૨ હે પ્રભુ, મન મારૂં તપાસ, હે ઇસુ, તું સાંભળ મારૂં;
તુજ વચન પર છે બધી આશ, તું પાસે આવે છે, પ્રભુ.
૩ સૌ મૂર્તિનો કરૂં છું ત્યાગ, મજ સૌ તને સોંપું આ વાર;
પાપ બાળે છે ઇશ્વરી આગ, તું છે સર્વસમર્થ તારનાર.
૪ ત્રાતા, હું કરૂં છું વિશ્વાસ, શુદ્ધ કરવા ખુન તારૂં વહે છે;
પુરી કરીને મારી આશ, તું મુક્તિ સંપૂરણ દે છે.
૫ હે પ્રભુ, મેં હવે જાણી, પ્રિત પૂરી જે દાન છે તારૂં;
નીત ભજીશ તને વખાણી, શુદ્ધ રાખવા સર્વસમર્થ છે તું.

## ૨૫૫. *While here before Thy Cross.*

રાગઃ—"તુજ સરખું મન દે." કે "મસીહ, તુ મેરા પ્યારા હૈ."

૧ તુજ પાસ હું નમું એટલામાં, તુજ પ્રિતનું દાન દેજે;
માનવને તારવાની ઇચ્છા, ભરજે મજ હૃદયે.
તુજ સરખું મન દે? તુજ સરખું મન દે?
તારી મોટી શક્તિએ હાલ મજને કૃપાએ, તુજ સરખું મન દે?

૨ મજમાં કામ તારૂં પુરૂં કર, કરૂં ઇચ્છા તારી;
પાપ વગર રાખજે ઉમર ભર, પાળું આજ્ઞા તારી.

૩ પરાક્રમનું બાપ્તિસ્મા દે, મજપર રેડ તુજ આત્મા;
કે આગથી ભરપુર થઇને, ફરૂં તુજ સંગાતમાં.

૪ હું આ અંધારા જગતમાં, બધે કરૂં પ્રકાશ,
ને વિશ્વાસું રહું સદા, કે જન લાવું તુજ પાસ.

## ૨૫૬. *A Charge to Keep.*

૧ એક ફરજ છે મારી, ખ્રીસ્તનો કરવા મહિમા,
મજ અમર આત્માને તારી, સ્વર્ગ માટે તૈયાર કરવા.

૨ લોકની કરવી સેવા, એ તેડું પૂરૂં થાય,
ને કરવા પ્રભુની ઇચ્છા, મજથી તનમન અર્પાય.

૩ હું કરૂં બહુ સંભાળ, તું ચાહે તેમ ચાલું,
કે ઇન્સાફે ન લાગે કાળ, નિર્ભય હિસાબ આલું.

૪ સદા જાગૃત રહું, તું મને કરજે સહાય,
રખે જો વિશ્વાસઘાત કરૂં, ને મારો વિનાશ થાય.

## ૨૫૭. *Oh speak.*

૧ તને સૌ લાવી અર્પું, ઇસુ, હું પાછું ન રાખું કંઇ પણ;
તારૂં તેડું માનીને, પ્રભુ, હું કરૂં સર્વ હૃદય અર્પણ.
તું કહે, ઓ, હું તારી આગળ નમું છું,
અને તને જે સારૂં લાગે, તે તું કહે અને ઝટ માનીશ હું.

૨ મારૂં મન પહેલાં આડું હતું, હું ચાલતો મારી ઇચ્છા પ્રમાણુ;
પણ આજથી તું ચાહે તેમ કરૂં, કેમકે મારે કાજ તેં આપ્યો પ્રાણ

૩ જે શકે મજ મન ભ્રમિત થયું, ખોટી લાજ અને બીકને મટાડ;
આજથી તુંથી હું નહિ લજવાઉં, મારા મનમાંથી મલીનતા કાઢ.

૪ વિશ્વાસુ હૃદય તું મને દે, તારી નજરમાં કર મને નિર્મળ;
પ્રિતે ભરીને નિર્ભય કરજે, અને દે યુદ્ધમાં ટકવાનું બળ.

૫ પ્રભુ, મને એક સંત તું બનાવ, તું ચાહે તેમ મને કર વિશુદ્ધ;
ખરી સિપાઇગિરી શિખવ, કે ટકી મરણ લગી કરૂં યુદ્ધ.

## ૨૫૮. *Spirit of Faith come down.*

૧ વિશ્વાસના આત્મા આવ, બતાવ ઇશ્વરની વાત;
ને બાપની ઓળખ તું કરાવ, તેને જાણું સાક્ષાત.

૨ રક્તે તું મને ધો, ને એની સમજણ દે,
કે જે સૌને કાજે મુઓ, મજ કાજ પણ મુઓ છે.

૩ ત્યારેજ તે રક્તનો લાભ, લાગુ પડશે ખરો,
ને હું પોકારૂં "આબા બાપ, તું છે પ્રભુ મારો!"

૪ તું દે સજીવ વિશ્વાસ, કે જેને મળે છે,
જાણે છે કે મારામાં ખાસ, દેવ સાક્ષી પૂરે છે.
૫ સર્વ જીતનાર વિશ્વાસ દે, પર્વત ખસેડે દૂર;
ઇસુ માનનારને તારે જે, પ્રિતે કરી ભરપૂર.

## ૨૫૯. *Lord speak to me.*

Tune :—" He leadeth me ".

૧ દેવ, મને કહે કે હું બોલું, ને બીજા ઓળખે તારો સાદ;
જેમ તેં શોધી તેમ હું શોધું, તારી ભૂલી જનાર ઓલાદ.
૨ દોરજે મને કે હું દોરૂં, પાપી લોકોને તારી ગમ;
મને ખવાડ કે હું આપું, ભુખ્યા લોકોને સ્વર્ગી અન્ન.
૩ પ્રભુ, તું મને શક્તિ આપ, કે ખડકપર રહીને સ્થિર,
જેઓ દુઃખથી કરે વિલાપ, તેઓને આપી શકું ધીર.
૪ શીખાડ મને કે શીખવું. વાત તારી અતિ મુલ્યવાન,
ને પ્રભુ જ્યારે હું બોલું, તેથી બદલાવજે ઘણાં મન.
૫ રે મને તુજ વિશ્રાંતિ આપ, કે બીજાને હું શાંત કરૂં,
ને વેળાસર કહું તારી વાત, જ્યારે હુમલો કરે શત્રુ.
૬ પ્રભુ, તુજ પૂર્ણતામાંથી, હૃદય મારૂં છેકજ ઉભરાય;
સુચવ વિચાર ને વાચા દે, કે સત સંદેશ મજથી કહેવાય.
૭ હે ખ્રીસ્ત, તું મને વાપરજે, જ્યારે, ને જ્યાં, ને જેમ તું ચાય,
ને આ કામ બંધ થશે ત્યારે, હું તુજ સાથે રહું સદાય.

## ૨૬૦. *I thirst Thou Bleeding Lamb.*

૧ હે ઇશ્વરના ઘાએલ હલવાન, રક્ત તુજમાં કરૂં મારૂં સ્નાન,
જો તારા ઘામાં રહું તો દુઃખ, બદલાઇ થશે જીવન, સુખ.
૨ લે મન મારૂં ને રાખ સદાય, બંધ સાૈને કાજ તારા સિવાય
મન મારા પર તું મારજે છાપ, ને તેમાં સદા રહેજે આપ.
૩ તારા વિંધેલા હૃદયમાં, વસનારની કેટલી ધન્યતા!
જીવન ને બળ તેમને મળશે, ને તેમનાં કામ સંધાં ફળશે.
૪ મન નરમ થઇ વહે આંસુઓ, વર્ણન ન થાય પ્રેમ તારાનું;
બીજા પર નવ કરૂં વિચાર, તું મજ કાજ મુઓ છે તારનાર.

## ૨૬૧. *Now none but Christ can satisfy.*

૧ હે ખ્રીસ્ત, જે આનંદ ને શાંતિ, હું બહુએ કરતો શોધ,
તે મને તારામાં જ મળી, માનીને તારો બોધ.

ખ્રીસ્ત જ સંતોષ આપે ખચિત બીજે મળે ક્યાંથી
છે તેમાં જીવન, આનંદ, પ્રિત ને શાંતિ સદાની.

૨ સુખ પામવા હું તલપી રહ્યો, પણ કહેતાં લાગે લાજ,
હું કેવળ સુખનેજ શોધતો, નવ શોધતો ઇસુ કાજ.
૩ તુટેલ ટાંકીમાં સુખનું જળ, બહુ વહેલું થઇ રહ્યું,
પીતાંજ તે સુકાયું તત્પળ, ઝાંઝવા સમ જણાયું.
૪ સુખ મટયું તેથી દુઃખ લાગ્યું, પણ ખ્રીસ્તને માટે નહિ;
પણ ખ્રીસ્તને જોતાંજ દુઃખ ભાગ્યું, સુખ શાંતિ બહું મળી.

## ૨૬૨. *Lord, save the World!*

राग:—'देवनी स्तुति।'

૧ ઇસુ, સુણ્ સિપાઇની પ્રાર્થના, જગને બચાવ!
લાખો મરે મુક્તિ વિના, જગને બચાવ!
તારી ફોજમાં ટકીશું, દુઃખથી અમે બીનાર નથી,
તું કહે તેમજ કરીશું, જગને બચાવ!
૨ શત્રુને તું હરાવે છે, જગને૦ જીતવાનો નિશ્ચે ઠરાવ છે, જ૦
ફોજની ધજા ઝાલીને, પાપના કિલ્લાઓને તોડી,
અમે જીતીશું નિશ્ચે, જગને બચાવ!
૩ લાખો પાપથી હાલ ફરે છે, જ૦ આત્મિક અગ્નિ હાલ બળેછે, જ૦
તેની જ્વાળા બહુ ફેલાય, લાખો લોકો મુક્તિ પામે,
ઇસુ નામનો મહિમા થાય, જગને બચાવ!
૪ દરેક દેશપર તું રાજ કરે! જ૦ પૃથ્વી મુક્તિથી તું ભરે, જ૦
તું અમારો છે તારનાર, જીતવાને તું શક્તિ આપશે,
નિશ્ચે થઇશું જીતનાર. જગને બચાવ!

## ૨૬૩. *Let us sing of His love once again.*

૧ તેના પ્રેમ વિષે ફેર ગાઇશું, તેની પ્રિત સદા છે અવિકાર;
અર્પિત હલવાનના લોહી વિષે, ગીતો ગાઇએ સૌ વારંવાર.
હું વિશ્વાસ કરૂં છું, તેનું રક્ત મને શુદ્ધ કરે છે.
૨ જેટલાં હાલ ઝરામાં કરે સ્નાન, તેટલાં સૌ પામે મનની સફાઈ,
ખ્રીસ્તના પુનથી મળે છે આ દાન, પૂરી મુક્તિ વિશ્વાસે પમાય.

३ અમને હાસ્ય થાએ છે બહુ ઉમંગ તેની મહામોટી પ્રીતિ ચાખી;
પણ રહીશું જ્યારે પ્રભુ સંગ, ત્યારે આનંદ શું રહે બાકી!
૪ માટે ચાલુ રાખીશું આ યુદ્ધ, જ્યાં સુધી કે મળે છેલ્લો જય;
સ્વર્ગે મળશે જેટલાં મનમાં શુદ્ધ અને પામીશું આનંદ અક્ષય.
૫ ફોજની ઉંચી ચઢાવો ધજા, પૂરી મુક્તિનો કરો પ્રચાર;
ખ્રીસ્તની આગળ ન લાગે લજ્જા ને શાબાસ! તમને કે'શે તારનાર

## २६४. *O Boundless Salvation.*

૧ હે મુક્તિ અપાર, પ્રીતિના મહાસાગર,
ખ્રીસ્તે કેટલી દયા કીધી આ જગપર!
ખેંડી લે છે સૌને, તે મફત મળે,
છે સઘળા કાજ વહેતો—આવ, મારાપર વહે!
૨ છે ઘણાં પાપ મારાં, ઉંડા તેમના ડાઘ,
હું રૂદન સાથે છુટકાનો શોધું લાગ;
નકામું છે રૂદન, હે પુનસાગર રે!
તુજ મને સાફ કરશે,—આવ, મારા પર વહે.
૩ આ ડોલતો મિજાજ અને આકળો સ્વભાવ,
મજ આત્મા ફસાવી કરે છે દબાવ;
પણ તારા જળ થકી સફાઈ મળે છે,
હે શક્તિના સાગર—આવ, મારાપર વહે.

૪ હે દયાસિંધુ, હું કેટલીયે વારે,
આવી ઉભો રહ્યો તારે કિનારે;
આ લાગ મને હાલ ફરીથી ફાવ્યો છે,
ન હઠું જ્યાં સુધી તું—મારાપર વહે.

૫ હવે, હાલેલુયા!—હું જ્યાં લગ જીવું,
રાત દીવસ, હમેશાં તેને વખાણું;
જેના ઘાએલ દિલથી આ સાગર વહે છે,
કે આપણને તેથી આ મુક્તિ મળે!

## ૨૬૫. *Round us flows Cleansing River.*

૧ હા, સાફ કરતી નદી વહે છે, તેથી અશુદ્ધ શુદ્ધ થાય;
જે જન તેમાં પડી ન્હાય છે, તેના પાપના ડાઘ સૌ જાય.

ચોફેર વ્હે સાફ કરતી નદી, મન પવિત્ર કરે તેવી નદી,
મનમાંથી જે કાઢે છે બદી; હવે ઈશ્વરના દિલમાંથી વ્હે?

૨ જેટલા શોધે છે આ નદી, તેમને મળે છે સફાઈ;
નિરાશ જતા નથી કદી, માટે રે'શો મા રોકાઈ.

૩ એ નદીમાં ન્હાયા છો શું, પામી શુદ્ધતા પૂરી?
મૂળથી પાપો ધોવાયાં શું? મળી શાંતિ શું ખરી?

૪ આ શુભ નદીને કિનારે, કેમ થોભી રહ્યા હજી?
હાલ ઉતારો બોજો ભારે, શંકામય રોકાણ તજી.

## २६६. *Jesus is Glorified.*

१ ईसु छे महिमावान, संबोधक आपे छे,
दे छे आत्मानुं दान, के आपणामां रहे;
रेडायलो छे ईश्वर आत्मा, तेमां आनंद करो बधा.
२ करवाने पापनो नाश, तोडवा सेताननां काम.
राज तेनुं आव्युं खास, प्रित, न्याय, शांति, तमाम;
रेडायलो छे ईश्वर आत्मा, तेमां आनंद करो बधा,
३ शुद्ध करनार रक्त वडे, दिव्य जीवन देवा;
पूरा शुद्ध करवाने, करावववाने सेवा,
रेडायलो छे ईश्वर आत्मा, तेमां आनंद करो बधा.
४ आपणने करवा सिद्ध, मों तेनुं जोवाने;
देवा मुगट प्रसिद्ध, ते परमसुखस्थाने
रेडायलो छे ईश्वर आत्मा, तेमां आनंद करो बधा.

## २६७. *Thou art a Shield for me.*

रागः—"खडक चीरेल मारे काज."

१ मज काजे तुं छे एक ढाल, रक्षण तुं दे छे तत्तकाळ;
तुं छे माथुं उठावनार, धन छे मारा मददगार!
तुज पर पूरो छे विश्वास, सर्वशक्ति छे मज पास.
२ तारवा ए छे तारूं काम, तारामां धरीशुं हाम,
सही सलामत सौ पापथी, पामी तुज लोक विश्रांती,
वाट जुए ते परमानंद, करशे ज्यार ख्रीस्तनुं दर्शन.

## ૨૬૮. *Called from above I rise.*

૧ ઇશ્વર વાણી સાંભળી પાપ મારાં સૌ ધોવાય,
જે ધારને જોઉં છું વહેતી તેથી મજ મન શુદ્ધ થાય.
૨ તે નદી પાસે છે, જે ખ્રીસ્તના દિલથી વહી;
તે વિંધાયો મારે કાજે સિપાઇના ભાલાથી.
૩ તે ઝરો મારામાં ઉભરાય છે અહોનીશ,
આ સુસમાચાર હું સદા જ્યાં જાઉં ફેલાવીશ.
૪ મજ તૃષિત મન કહે છે, "હું બીજું નવ જાણું,
ખ્રીસ્ત મને પૂરો તારે છે એ મજ કાજ છે ઘણું.

## ૨૬૯. *Jehovah is our Strength.*

૧ યાહ તે છે આપણું બળ, યાહે છે આપણું ગીત
શત્રુ જો હોય સબળ પણ અંતે પામશું જીત;
ખ્રીસ્ત સામે વ્યર્થ લડે સેતાન કેમકે ઇશ્વર થશેજ જયવાન.
૨ યાહ છે આપણો આશ્રો, કાયમ છે તેનું નામ,
તે પિતા થઈ આપણો સૌ ફળશે કામ.
ને વેરીઓ વ્યર્થ સામે થાય કેમકે પ્રભુ જીતશે સદાય.
૩ યાહ આપણો પાળક છે, સૌ જગતનો વિદિત;
તે આપણો તારક છે ને સંભાળ કરશે નિત;
કેમ કરી થાય પાપ, મોતનો જય કેમકે પ્રભુ જીતશે સદાય.

૪ યાદ આપણો પિતા છે, હૃદયમાં રાખે યાદ;
હા, તે સ્હાયકર્ત્તા છે, આપણે તેની ઓલાદ.
ને મહાબળીઓ સૌ સામે થાય છતાં પ્રભુ જીતશે સદાય.

## ૨૭૦. *Why should I be a slave to sin.*

रागः—“ मारूं शोभितुं घर.”

૧ હું પાપનો ગુલામ રહું કેમ? શત્રુની ચાલે સત્તા એમ;
હું ચઢતો પડતો રહું સદા એવી ન હોય ઇશ્વરેચ્છા.
મારે માટે છે જય! મારે માટે છે જય! ઇસુના લોહીથી મારે માટે છે જય!
છુટકો આપવા તે અવતર્યો, આપણને દેવા પુરો જય.
૨ રે'મ પામ્યા લગ પાપ રાજ કરશે રે'મ પામવાથી પાપી તરશે.
પણ હવે ખ્રીસ્ત, કૃપા કરી તું મને આપ મુક્તિ પૂરી.
૩ તું મારૂં બળ, મજ બધું થા તો કૃપાથી ટકીશ સદા;
તુજ હાથમાંથી કોણ છે પાડનાર? જીતનારથી અધિક હું થનાર.
૪ એમ ન થાય કે હું કરૂં ગર્વ કેમકે તું મજમાં કરે સર્વ;
કૃપાએ નમ્ર રહે છે મન, ધન છે! મારા પ્રભુને ધન!

## ૨૭૧. *I bring my heart to Jesus.*

૧ મન મારૂં ખ્રીસ્તને સોંપું ભય સુદ્ધાં,
આશા ને ઉત્કંઠા જે મનમાં;
તેને શોધતાં જડશે સત શાંતિ,
તેપર પ્રિત સજ્જડ છે, વિશ્રાંતિ
ત્રાતાથી મળે છે, મનમાં એક મળી છેક.

૨ મજ જીવન ખ્રીસ્તને સોંપું, ચિંતા સહુ,
તેને પાયે અર્પું આપીજ દઉં.
જગનું ધન છે માયા, ઝાંજવાં,
તેથી કોણ ધરાયા સંસારમાં ?
ખ્રીસ્ત છે મારૂં બધું, દુઃખભંજન, મનરંજન.

૩ મજ પાપ હું ખ્રીસ્તને સોંપું સમુળગાં,
કાઢ મનથી, હે પ્રભુ, સૌ દગા;
આવી હુ નમું છું તેને પાય, તેનું ખુન ને વચન છે ઉપાય.
હાલ તે મને કહે છેઃ "સુખી થા, લે ક્ષમા."

૪ હું ખ્રીસ્તને બધું સોંપું, જાણે છે
કે હું કેટલું ચાહું આ દાનને;
તેનાથી ન રાખું કંઈ જ પણ,
તેના ક્રુસ પર ચઢું થઈ અર્પણ,
અગ્નિ મજ પર આવ્યો ! જય પ્રભુ ! જીત્યો હું.

## ૨૭૨. *Chale che Yuddh Vikral.*

राग:—"आकाशाला याल काय!"

૧ ચાલે છે યુદ્ધ વિક્રાળ, પકડો તરવારને ઢાલ;
ન થાવ ભયભીત પામીશું જીત, ને તોડીશું સેતાનની જાળ.
૨ રે પકડો હથિઆર, ને લડવા થાવ તેયાર;
વિશ્વાસ રાખો, ને દુ:ખ સાંખો, ને સેતાન પર ચલાવો માર.
૩ તમે દુ:ખથી ડોલશો નહિ, ને સુખથી ભૂલશો નહિ.
રહી મનમાં શુદ્ધ, સહુ કરજો યુદ્ધ, ને ગર્વથી ફુલશો નહિ.
૪ અમર આત્માઓ તરશે, આકાશમાં હર્ષ થશે;
ઇસુ કહેશે, "શાબાસ તમને!" ને દુતો ગાયન કરશે.

## ૨૭૩. *Avo bhaiyo avo beno.*

૧ આવો ભાઇઓ, આવો બેનો, મુક્તિફોજમાં મળવાને,
ઇસુનું દાવાદળ આવ્યું, ફકીર થઇને ફરવાને.
૨ ઝંડા ઝાલી ઢોલ વગાડી, કબુલ થયા છે મરવાને,
સેન સુડીઆ વગર કુડીઆ, એવી ફોજો કરવાને.
૩ ભાંગ તમાકુ અફીણુ દારૂ, પકડે છે મુકાવવાને,
ઇસુએ અવતાર ધર્યો છે, પાપી કાજે મરવાને.

૪ પાપ તમારાં પળમાં લેશે, કબુલ કરોને ફરવાને,
તે તમ તે તમ ચાલ્યા આવો, હરખ ઘણો હરખાવાને.
બધા લોકો મુક્તિ પામો, ઇસુ તૈયાર છે તારવાને.
નવો જન્મ તો પામી લેવો, ને સાથે થાઓ લડવાને.

## ૨૭૪. *Shura Sipayo, chhiye shura Sipayo.*

૧ શૂરા સિપાઇઓ. છીએ શૂરા સિપાઇઓ;
ઇસુની મહાસેના મધ્યે શૂરા સિપાઇઓ.
૨ કરીએ કઠણ યુદ્ધ, આપણે કરીએ કઠણ યુદ્ધ;
પુરા મનથી લડીશું સૌ સેતાનની વિરૂદ્ધ
૩ તજીએ સઘળો ભય, આપણે તજીએ સઘળો ભય;
બીક મુકી ઉપર ચઢીને પામીએ પુરો જય.
૪ સોનેરી મુગટ કાજ, ભાઇઓ, સોનેરી મુગટ કાજ.
મોત સુધી લડી લડીને પામીએ સ્વર્ગી તાજ.
૫ હિંમત પકડી રહો, ભાઇઓ, હિંમત પકડી રહો;
સાંભળશો શાબાશ જે વારે ફાટશે સ્વર્ગી પોહ.

## ૨૭૫. *Farazni vat kinar.*

૧ ફરજની વાટ કિનાર, વહે છે કૃપાની ધાર,
તે વાટમાં જે જનાર, તેને છે સુખ અપાર.
૨ ઇસુ છે અંદર, હું તેનું મંદિર, તે છે મારો મદદગાર;
તે છે આગળ, હું છું પાછળ, મજ પર તેનો છે બહુ પ્યાર.

૩ સત્યને ઝાલું, આત્માએ ચાલું, ખરૂં કરવા છું તૈયાર;
એવી રીતે જીવન ગાળું, તેથી જીતું વારંવાર.
૪ હે મારા ત્રાતા, લે મને હાથમાં, અમર આત્માઓને તાર.
પવિત્રાઇને પરિશ્રમે, તું છે ફત્તેહ પમાડનાર.

## ૨૭૬. *Prabhuno Marag chhe shurano.*

૧ પ્રભુનો મારગ છે શૂરાનો, ને નહિ કાયરનાં કામ જોને.
૨ પ્રથમ પહેલાં પાપ મૂકીને, ભજો ઇસુનું નામ જોને.
૩ શૂરસાગરમાં મોતી લેવા, માંહે પડ્યા મરજીવા જોને.
૪ પાળે ઉભા જુએ તમાશા, તે કોડી નહિ પામે જોને.
૫ ઇસુએ તો દુઃખજ વેઠ્યું, આપે છે તે મુક્તિ જોને.

## ૨૭૭. *Vehela Prabhuji.*

૧ વહેલા વહેલા વહેલા પ્રભુજી, મારે મંદિરે આવજો રે;
૨ મનડાં કેરાં મંદિર બનાવું, રૂદીઆમાં રહેજો રે.
૩ તન, મન, ધન, પ્રભુજી, સૌ સોંપુંછું તમને રે;
૪ પવિત્ર આત્માથી ભરપુર કરો, આશીર્વાદ આપો રે;
૫ સેતાન શત્રુ જોર કરે છે, નરકમાં લઇ જવા રે;
૬ સતની તલવાર મને આપો, સેતાન સાથે લડવા રે;
૭ લડતાં લડતાં મરણ પામીને, સ્વર્ગી મુગટ લઇશું રે;

## ૨૭૮. *Jaya, jaya male chhe Isuna Rudhirthi.*

राग:—" नाश, नाश रे थयो. "

જય, જય મળે છે ઇસુના રૂધીરથી.

૧ આખું જગ છે સેતાનના હાથમાં,
તેમાં ફેલાવો ઇસુનો આત્મા રે. જય૦
૨ લોકો નાશમાં હડસેલી જાય છે,
સેતાન ભૂલાવે તેમ ભૂલ ખાય છે રે. જય૦
૩ હિંમત ધરીને કોણ તૈયાર થાશે?
યુદ્ધ કરવા કહો, કોણ હવે જાશે રે. જય૦
૪ પાપના ગુલામો રડે છે, સુણો!
કોણ બતાવે છે શુરવીરના ગુણો રે. જય૦
૫ પ્રભુ ઇસુને સોંપી દો તન મન,
નાખો તોડી ગુલામનાં બંધન રે. જય૦
૬ કેફ થકી તો ઘણા જણ ફસાય છે,
અફીણ, ગાંજાથી બુદ્ધિહીન થાય છે રે. જય૦
૭ કામ ક્રોધ મદ લોભનું રાજ છે,
ને ઘણુંએ તજી છે લાજ રે. જય૦
૮ ચાલો, સિપાઈ, સૌ લડીએ પ્રીતે,
જેઓ વિશ્વાસુ રહે તેઓ જીતે રે. જય૦

૯ આળસ તજીને કરજો તૈયારી,
યુદ્ધ કરવાને ચાલો નર નારી રે. જય૦
૧૦ યુદ્ધ કરવામાં રહેજો ઉલ્લાશી,
સાચા રહે તેમને મળશે શાબાશી રે. જય૦

## ૨૭૯. *Suno Yuddhno Pokar.*

સુણો યુદ્ધનો પોકાર, સિપાઈઓ શૂરા થાઓ,
ને લોકને લાવવા ખ્રીસ્તની ગમ લડાઈમાં આગળ ધાવ!

૧ પાપના દાસપણામાં, જુઓ, લાખો બંદીવાન,
તેમને તારવા આપણો દેવ છે સર્વ શક્તિવાન.
૨ અંધકારની ઘાતકી ફોજો કરે ઘણું જોર;
ઇસુ તેમને જીતવા માટે અમને આગળ દોર.
૩ કરોડો હજુ જાણતા નથી પ્રીય ઇસુ નામ,
તેમને તારનાર વિષે કહેવા ફરીએ ઠામેઠામ.

## ૨૮૦. *Isu nam re, Isu nam.*

રાગઃ—"इसु नाम गुणनो धाम."

ઇસુ નામ રે, ઈસુ નામ, ઈસુ નામ ફેલાવો બધે.
ઈસુ નામ રે, ઇસુ નામ.

૧ ઇસુ નામે ફોજનું કામ,
ફેલાવો રે દરેક ઠામ,
કરો સુધારો, લોકોને તારો,
મદદ કરે છે તારનારો. ઇસુ નામ૦

૨ ઇસુ નામથી ગામે ગામ,
સેતાનનું રાજ છે તેવે ધામ,
શ્રમ કરો નિત્યે, બચાવો પ્રિતે,
વિશ્વાસુ રહે તે નિશ્ચે જીતે. ઇસુ નામ૰
૩ ઇસુ નામે જીવનનું દાન,
દોષિતો દુઃખિતો ગાશે ગાન,
હિંમતવાન થાઓ, આગળ ધાઓ,
ફોજની ધજા ઉડાવતા જાઓ. ઇસુ નામ૰
૪ ઇસુ નામે પમાડો ત્રાણ,
સૌ સંસારને થાય જાણ,
પાપીને તારવા, દોષિત ઉગારવા,
માટે ખ્રીસ્તે દીધો પ્રાણ. ઇસુ નામ૰

## ૨૮૧. *Yuddha karvane arpan thajo koi.*

राग:—" मेरे दुखकी दवा करे कोई. "

યુદ્ધ કરવાને અર્પણ થજો કોઇ, લોકને તારવાને યુદ્ધે જજો કોઈ.

૧ પાપોથી જે લોકો દબાયા હોય, તેમને તારવા કરો દયા કોઈ,
૨ સેતાન કેટલું જોર કરેછે તે જોઈ, તેની સામે લડવા આવો કોઇ.
૩ પાપ પોતાનાં ઇસુ રકતે ધોઈ, સાક્ષી દેજો રે હર વખ્તે કોઇ.
૪ સૈન્યાવેશ પે'રી થવા સિપાઈ; જગતથી અલગ થઇ રે'જો કોઇ.
૫ ખરી મહેનત કરો ગીતો ગાઇ, આળસ તજીને શ્રમ કરો કોઈ.
૬ સારો બદલો મળશે સ્વર્ગે જાઇ, અંતે શાબાશ કહેશે ઇસુ રાય.

## २८२. *Ranasingadana nad suno aje.*

रागः—‘ क्यो मन मुला है. ”

રણસિંગડાના નાદ સુણો આજે, લડવાને તૈયાર થાઓ તેને અવાજે.

૧ આ પૃથ્વીનો ખરો રાય છે ઇસુ,
સૌ દેશના લોક અમે તેની ગમ લાવીશું.

૨ લોહી ને અગ્નિની ધજા ફરકાવો,
મોટા મોટા પાપીઓ ખ્રીસ્તની પાસે લાવો.

૩ જગતને તારવા ખ્રીસ્તે મરણ સહ્યું,
પાપથકી શુદ્ધ કરવા તેનું લોહી વહ્યું.

૪ મુક્તિ ચાહો તમે કરી લો પસ્તાવો,
કુમાર્ગ તજી દઇ તેની પાસે આવો.

૫ ખ્રીસ્તના વચનપર લાવો ખરો વિશ્વાસ,
તો માફી તરત મળશે, નાસી જશે નિશ્વાસ.

૬ જય પ્રભુ પિતાજી! જય ઇસુ ખ્રીસ્તની!
જય શુદ્ધ આત્માની! જય ત્રીએક ઇશ્વરની.

## २८३. *Aje Fojman bharti thae Sipai.*

रागः—“ मेरा इसा मिल्या मैंनु खुदाया. ”

આજે ફોજમાં ભરતી થાઓ સિપાઈ, રે તેમાં લડવા આવો અર્પણ થાઈ.

૧ હર ભુંડી ટેવ મુકાવવા આગળ ધાઇ,
થજો વિશ્વાસુ મુક્તિના સિપાઈ.

૨ શત્રુ સામે સૌ મનમાં દૃઢ થાઈ,
આ જગને જીતવા કરો રે લડાઈ.
૩ આળસ તજી હિંમતથી ગીતો ગાઈ,
ટકીને લડતાં રહો તનમન અર્પાઈ.
૪ ઇસુની પ્રીત તે છે અજીત સદાઇ,
અંતે બદલો પામશે સાચા સિપાઈ.

## ૨૮૪. *Apano Sarvasamarth Raja.*

राग:—" हुं नहि को'नो ओसीआळो." चोपाया.

આપણો સર્વસમર્થ રાજા, અંતે આપશે જય;
સેતાન સેના આડી આવી, વહેલી પામશે ક્ષય.

૧ ઓ સાથીઓ, શૂરા થજો, જયવાન તે છે કરનાર;
આત્મિક હથિયાર સર્વે સજો, ન થશોરે ડરનાર.
૨ ભય કાઢે છે ખ્રીસ્તની પ્રીતિ, પ્રેમે ભરપૂર રહેજો;
ખ્રીસ્તે કીધી એવી રીતે, શૂભ સુવાર્તા કહેજો.
૩ પતિતોને ખ્રીસ્ત પાસ આણો, તેમને તે બચાવશે;
ઈસુ તેમનો રક્ષક જાણો, ઇચ્છિત ઠામે લાવશે.
૪ માટે સૌથી આશાહીન હોય, તે કાજ રાખો વિશ્વાસ;
દુષ્ટમાં દુષ્ટ જો હશે તોય, તેને લાવો ખ્રીસ્ત પાસ.
૫ તનમન અર્પી દો અત્યારે, ન કરો રે વાયદો;
બચેલા બીજાને તારે, એ છે ફોજનો કાયદો

## ૨૮૫. *Jago! Jago! Ladva Lago.*

राग:—" जगत्राता, तारणदाता. "

જાગો! જાગો, લડવા લાગો, ફોજનો ધર્મ એ છે.
જાગો! જાગો, લડવા લાગો, ફોજનો ધર્મ એજ.
જાગો! જાગો, જાગો, જાગો, જાગો, જાગો, જાગો, જાગો.
જાગો! જાગો, લડવા લાગો, ફોજનો ધર્મ એજ.

૧ સેતાન લોકોને ભમાવે, ખોટી આશાઓ રખાવે,
લોકને સત્ય વાત ન ભાવે, નાશમાં જાય છે. જાગો૦

૨ ઇસુ ખ્રીસ્તની વાત સમજાવો, સાક્ષી આપી ગીતો ગાઓ;
લોકને તારવા કષ્ટ ઉઠાવો, ઇસુ સાથે છે. જાગો૦

૩ સૌની પાસ કરાવો નેકી, ઇસુ ખ્રીસ્તની ઉપર ટેકી,
સૌ કુટેવો વેગળી ફેંકી, નક્કી જય મળશે. જાગો૦

૪ ઉંચી કરો ફોજની ધજા, વધારો પ્રભુની પ્રજા;
તજી દઈ મોજ મઝા, ઇસુને લીધે. જાગો૦

૫ ખ્રીસ્તે પોતે દુઃખ ઉઠાવ્યું, મિત્ર થઇ માથું આપ્યું;
લોહી તેનું વહેવડાવ્યું, સૌને તારે છે. જાગો૦

૬ છાતી ચલાવીને લડો, શત્રુ સેના ઉપર પડો;
આગળ, જુઓ, આપણો વડો, ઇસુ પોતે છે! જાગો૦

## ૨૮૬. *Agal Chale re, Agal Chale!*

राग:—" फारुन राजा रे। फारुन राजा. "

આગળ ચાલે રે, આગળ ચાલે! રોજ રોજ મુક્તિફોજ આગળ ચાલે.

૧ મુક્તિફોજ તો યુદ્ધ કરે આખી પૃથ્વી પર;
લોકને લાવવા ખ્રીસ્તની ગમ ફરે છે ઘરેઘર. રોજ રોજ૦

૨ કાળા, ગોરા, પીળા, ફીકા, બધા ખપે માંય;
આખી પૃથ્વીપરના લોકો નિત્ય દાખલ થાય. રોજ રોજ૦
૩ ફોજના સિપાઇ, આળસ તજી મહેનત કરો ખુબ;
તેથી પ્રભુ આશીર્વાદ ને ફળ આપે છે શુભ. રોજ રોજ૦
૪ જેઓ આડે માર્ગે ચાલે તજી દઇ શરમ,
તેઓ મુક્તિ પામી લઇને પાળે ખરો ધર્મ. રોજ રોજ૦
૫ દારૂ, અફીણ, ભાંગ ચરસ, ગડાકુ ને હુકો
ગાંજો, બીડી, પાન ને તાડી તાબડતોબ મૂકો. રોજ રોજ૦
૬ ઇસુ ખ્રીસ્તના લોહી વડે જેટલા પામે શુદ્ધિ,
તેમને પ્રભુ તરત દે છે છેક નવી બુદ્ધિ.
૭ મહિમા હોજો પિતાનો! સુતનો મહિમા થાઓ!
મહિમા હોજો આત્માનો! ઇશ્વર મહિમા ગાઓ!

## ૨૮૭. *Dhaja Vishe rahiye sacha.*

रागः—"प्रभु मने मुक्ति मार्गे."

ધજા વિષે રહીએ સાચા, પડવા દેતા નહિ,
ફોજની ધજા, આપણી ધજા, ઉડતી સદા રહે!

૧ ધજા દરેક દેશમાં રોપો, આખી પૃથ્વી પર,
મુક્તિ ને શાંતિની ધજા; સ્હાયક છે ઇશ્વર.
૨ નાના મોટા સર્વ મળી બંધાએલ છીએ.
નાશ કરવાને પાપનો અમલ, ઝંડો ઝાલીને,

૩ ફોજની ધજા લોકને ખેંચે, લાવે ઈસુ પાસ;
તેથી લાખો દુઃખી પામે મુક્તિ, સ્વર્ગની આશ.
૪ છુટકારાની સુંદર ધજા, ફરકે દેશે દેશ,
સેતાન સામે ફોજના યોદ્ધ લડતા રહે હમેશ.
૫ દેશેદેશના શૂરવીર સાથી અર્પણ થાએ છે;
દેશ પરદેશના લોકને તારવા હર્ખે જાએ છે.
૬ ફોજની ધજા વહાલી ઘણી, ફતેમંદ તે,
આખી ફોજ ને સ્વર્ગના દૂતો તેને વંદે છે.

## ૨૮૮. *The Army Flag.*

ફોજની સ્થાપન કરેલી રે, જુઓ ધજા છે પેલી.
મનડું મોહિત કરનારીરે, જગમાં ઉડે અલબેલી.

૧ આપણી ધજામાં ખૂબી છે કેવી,
રંગ ત્રણેની બનેલીરે, જગમાં ઉડે અલબેલી.
૨ લાલ નિશાની તે લોહીની ધારો.
ગલગથા ઉપર રેડેલી રે, જગમાં ઉડે અલબેલી.
૩ પીળી નીશાની તે આગની ધારો;
સંતો ઉપર ઉતરેલીરે, જગમાં ઉડે અલબેલી.
૪ આસમાની રંગમાં નિર્મળતા પુરી;
ચોકખાઈ જેમાં ભરેલી રે, જગમાં ઉડે અલબેલી.
૫ વાંસડો તે તો સ્થીરતાનો જાણો;
સાથે તેની જોડેલી રે, જગમાં ઉડે અલબેલી.

## ૨૮૯. *Sena lade chhe, ji.*

રાગઃ—"સેના આલી, બાબા!"

સેના લડે છે જી (૨) સેના લડે છે જી (૨) લોકને તારવા લડે છે જી (૨)
ખ્રીસ્તને તન મન ધન સોંપીને (૨) પાપીને તારવા લડે છે જી. (૨)

૧ કરે છે જોર સેતાન, (૨) શત્રુ મોટો છે બળવાન,
પણ ઇસુ લોકને તારવા માટે (૨) ખરેખર છે સર્વ શક્તિવાન. (૨)

૨ સિપાઇઓ, સાવધાન રહો! (૨) શુદ્ધ આત્માના હથિયાર લો; (૨)
ખોટી સંગથી વેગળા રહી (૨) મુક્તિનો સંદેશ સંભળાવો. (૨)

૩ માણસથી બીશો મા! (૨) પાપીઓથી ખીજશો ના! (૨)
જગની માયાને તુચ્છ કરીને (૨) ઇસુને વળગી રહો સદા. (૨)

૪ રહીએ વિશ્વાસુ, (૨) ધન્ય આપણને કહે ઇસુ, (૨)
માટે સર્વે સાચા રહીને (૨) જગતને તારવા લડીશું. (૨)

## ૨૯૦. *Jitishun apane.*

રાગઃ "આનંદ થયો રે!"

જીતીશું આપણે! જીતીશું આપણે! જીતીશું આપણે! મહિમા હોજો ઇસુને!

૧ જે વારે માથે દુઃખ આવે છે બહુ વાતે,
ત્યારે છે પ્રભુ સાથે ધન છે ઇસુને!

૨ હિંમતી થજો, ભાઇ આ તો ખરી છે લડાઇ,
નાશ કરવાને સૌ ભુંડાઇ, ધન છે ઇસુને!

૩ હસમુખા રહેજો, દુઃખ આવે તે વેઠજો,
ખ્રીસ્તના કાનમાં સૌ કહેજો; તે તો સાંભળશે.

૪ ખ્રીસ્તની વાત સંભાર, 'અંત લગ હું છું સાથ રહેનાર!'
તેણે લીધો સૌનો ભાર; ધન છે ઇસુને!

૫ કરો નિત વિશ્વાસ, જયનો દિન છે આવ્યો પાસ;
ત્યારે મટશે આપણો ત્રાસ. ધન૦

## ૨૯૧. *Prabhu pote jena pakshman.*

૧ પ્રભુ પોતે જેના પક્ષમાં વેરીથી શું થાશે રે!
પત્થર ફેંકે પાપીઓ તો ફુલ થઈ વેરાશે રે.
૨ શાદ્રાખ, મેશાખ, અબદનેગો અગ્નિમાં હોમાયા રે;
સાતગણી ભઠ્ઠી સળગાવી તેમાં કેમ કઢાશે રે?
૩ ગોલ્યાથ સરખો મહાબળીઓ તો આપ બળે શું લડશે રે!
શિર છેદન તો દાઉદે કીધું માંસ પક્ષીએ ખાધું રે.
૪ આનંદે આપણે ગાઇએ ગરબા મુક્તિ ગીતો ગાઇને;
દાઉદ સરખા નાચી ઉઠયા ધન્ય કહો આ ભક્તિને.
૫ લાખો માણસો પાપથી ફરે, વહેલા બચી જાશે રે;
ભરતખંડમાં ભારે મહિમા ઇસુનો દેખાશે રે.

## ૨૯૨. *Muktifojna Sipaio re.*

रागः—" पेला संसारी कहे छे रे भगतडां खोटां छे"

૧ મુક્તિફોજના સિપાઇઓ રે જગને ઘેરે છે;
તેઓ પાપીને તારવાને હિંમતે લડે છે.
૨ લોકો મોહી ગયા છે રે જગની માયાથી;
પાપે તેમને ભ્રમાવ્યા છે; જગાડો ઉંઘમાંથી.
૩ ચાલો દરેક દેશમાં રે જઇએ લડવાને.
બધાને સંભળાવીએ આ મુક્તિ વિષે.

૪ જેઓ જયવાન થશે રે તેમને તાજ મળશે;
અવિશ્વાસુ હોય જે તેમને લાજ મળશે,

## ૨૯૩. *Ranasingada vage chhe.*

રાગઃ—" આવો તેની પાસે, પાપની. "

૧ રણસિંગડું વાગે છે, સુણો તેનો નાદ;
સેતાન સામે લડવા બોલાવે !
રે ઇસુ છુટા કરશે તેના સૌ ગુલામ !
મુક્તિનો સંદેશો ફેલાવો ગામે ગામ;
વિશ્રાંતિ લેશો મા, પણ જાગૃત થાવ બધા,
જય મળશે સર્વદા. રણ૦

૨ ખ્રીસ્તની સાથે મળી કરો હિંમતથી લડાઈ,
બોલો, બધા, ઇસુ ખ્રીસ્તની જય !
અંધકારની ફોજો જો કે કરે ઘણું બળ,
તો પણ લઈ જશે ઇસુ આપણને આગળ;
ને આખા જગતમાં સર્વ દેશોની પ્રજા,
ઝીલશે ફોજની ધજા. રણ૦

૩ ઇસુ ખ્રીસ્તે ફોજને સ્થાપી આપીને પેગામ,
આખા જગને લાવો ઇશ્વર ગમ;
હું સદા સાથે રહી કરૂં છું સહાય;
મેં જગને જીત્યું તેથી તમે પામશો જય;
મજપર મન રાખો સ્થિર, ને દુઃખમાં ધરો ધીર,
એ સાચા શૂરવીર. રણ૦

૪ તરવાર આત્માની ઝાલો રે ! શત્રુ ઉપર ધાઓ,

શ્રદ્ધારૂપી બખ્તર પહેરી લો;
સેતાનના તીરો તેથી તુટી જશે સૌ.
આ તરવારથી પાપીનાં હૃદયો વિંધશો!
સૌ પાપને તજીને, ને ઇસુ ભજીને,
જાવ તારવા બીજાને. રણુ૰

## २९४. *Tarvane tarelan.*

રાગઃ—"તારીલે તારીલે."

તારવાને તારેલાં બીજાને તારવા હર વેળા,
જે બચે તે આશીષ દેશે જાણી ખ્રીસ્ત કૃપા.

१ જે લોક કેવળ પોતાને સાચવી રાખવા ચાહે છે,
તેઓ મનની શાંતિ વિના દુઃખી થાએ છે.
२ સુણો, ભાઇઓ ને બેનો, મુક્તિફોજના સિપાઇઓ,
યુદ્ધમાં સદા આગળ ચાલો, હિંમત પામી લો.
३ લોકને તારવા જવાબદાર દરેક સિપાઇ, જમાદાર,
સુબેદાર ને અમલદાર, લો માથે આનો ભાર.
४ જેઓ ખ્રીસ્તને કાજ લડે, જીતશે તેના બળ વડે,
લડતાં જેને આવડે દે મહિમા ઇસુને.

## २९५. *Yuddhaman taki rahejo!*

રાગઃ—"જીવનદાતાએ મને જીવન આપ્યું છે."

યુદ્ધમાં ટકી રહેજો! સદા રહો નિર્ભય, કેમકે ઈસુ અંતે આપશે પુરો જય.
પહેરી લો હથિયાર, ઢાલ ને તલવાર, ન થાઓ નિરાશ, રાખો વિશ્વાસ, યુદ્ધમાં૰

१ હિંમત હારો મા જો થોડું ફળ દેખાય;
ઇસુ પોતે સદા આપતો રહેશે સહાય. પહેરી૰

૨ ઇશ્વર મદદ કરશે કરવાને લડાઇ,
જેથી દુ:ખ વેઠીને ટકે સૌ સિપાઈ. પહેરી૦
૩ વિશ્વાસ રાખી જેઓ ખંતથી લડતા જાય,
તેમની લડત નિષ્ફળ કદી નહિ ઠરાય. પહેરી૦
૪ ખ્રીસ્ત છે આપણી સંગે, સાથી છે સદાય,
નિત્યાનંદી પછી રહીશું સ્વર્ગની માંય.

૨૯૬. *Khristne mate Kast karine.*

ખ્રીસ્તને માટે કષ્ટ કરીને તેની પાછળ ચાલીશું;
વધસ્તંભને નિત્ય ઉંચકી તેની આજ્ઞા પાળીશું.

૧ સેતાન સામે સ્થિર રહીને સતનાં શસ્ત્ર સજીશું;
દેવને સર્વ મન સોપી તેને અમે ભજીશું.
૨ મુક્તિની સુવાર્ત્તા કહેવા સદા તત્પર રહીશું;
સાક્ષી આપતાં ગીતો ગાતાં, દુ:ખ આવે તે સહીશું.
૩ ખરો વિશ્વાસ ઢાલ સમાન છે, તેને આગળ ધરીશું,
ભુંડાના સૌ બળતા ભાલા હોલવી તેને મારીશું.
૪ ટોપ મુક્તિનો માથે રાખી જગમાં તે જણાવીશું;
હાથમાં સતની તરવાર લઇને શત્રુને હણાવીશું.
૫ નરકની સૌ સેના સામે હામ ધરીને ધાઇશું,
નેકીનું બખ્તર પહેરીને જીતવા આગળ જઇશું.
૬ લાખો બંદીવાન થયા છે, તેઓને છોડાવીશું;
સહાય કરજે સર્વસમર્થ, તારી પાસે લાવીશું.

## WAR. Part II.

## યુદ્ધ. ભાગ ૨ જો.

Tune:—God save the King.

### ૨૯૭. *God bless our Army brave.*

૧ દેવ, ફોજનું ભલું કર, ફેલાવ સૌ પૃથ્વિપર,
જય આપજે રોજ.
એમ કર કે સૌ સિપાઈ, પામે મનની સફાઇ,
ને બધે જયવાન થાય, અમારી ફોજ.
૨ શૂરવીર કરજે અમને, યુદ્ધમાં સંગે આવજે,
ને આપજે જય.
તું ચાલજે અગાડી, પાપ ને બીક નસાડી,
દરરોજ જીત પમાડી, સાથ રહે સદાય.
૩ દે જનરલને આશીષ, અમલદારને વિશેષ
તું ભલું કર.
લડવા આપજે શક્તિ, વધાર તેમની ભક્તિ,
જયવાન થાય રક્તથી, સૌ શત્રુ પર.

### ૨૯૮. *Stand up, stand up for Jesus.*

૧ સ્થિર થાઓ ઇસુના પક્ષમાં, રે સ્થંભના યોદ્ધાઓ;
મુક્તિની ધજા ઉંચકો, સામા છે વૈરીઓ.
શત્રુને ખ્રીસ્ત હરાવશે— થશે રાજા ખચિત;
ને તે પોતાની ફોજને, ફતેહ પમાડશે નિત;

૨ સ્થિર થાઓ ઇસુના પક્ષમાં, રણનો સુણો પોકાર.
ચાલો આ મોટા યુદ્ધમાં, ખ્રીસ્તનો કરો પ્રચાર.
અસંખ્ય શત્રુ સામે, લડો થૈ હિંમતવાન,
યુદ્ધમાં તમારી પાસે, છે ઇસુ આગેવાન.
૩ સ્થિર થાઓ ઇસુના પક્ષમાં, તેનાજ બળથી ભરપુર;
તેપર ભરોસો રાખો, પોતે અશક્ત જરૂર.
મુક્તિનાં શસ્ત્રો સજી, પ્રાર્થનામાં રહો જાગૃત,
જ્યાં જોખમ હોય કે ફરજ, ત્યાં હાજર રે'જો નિત.
૪ સ્થિર થાઓ ઇસુના પક્ષમાં, યુદ્ધ થશે ટુંક ખચિત;
આજ તો લડાઇનો નાદ છે; કાલે જીતનારનું ગીત.
જીવનનો તાજ જીતનારને, પ્રભુ મુકશે માથે.
તે સદા રાજ્ય કરશે, આકાશમાં ખ્રીસ્ત સાથે.

## ૨૯૯. *Ten thousand Hallelujahs.*

Tune:—"Stand up, Stand up for Jesus."

૧ હજારો હાલેલુયા આનંદી પ્રેમથી ગાવ,
હજારો ઉપકારસ્તુતિ આજ તારનાર દેવની થાવ;
લાલ સાગર તથા રાનમાં આપણી આગળ થઈ
આગરૂપી સ્થંભે દોર્યા અમને કનાનની માંહ.
૨ તેને હોજો સર્વ મહિમા ને પરાક્રમ તથા માન,
જે પોતાના લોકોને રોજ કરે છે જયવાન;
જોખમથી બચાવ પામી તારેલા કૃપાએ,
અમે તેના સીપાઇઓ થંભ ઉંચકીએ છિએ.

३ આગળચાલો,ફોજમુક્તિ આગળ શત્રુપર ધાવ!
સેતાન યોજે છે યુક્તિ કરવા ફોજનો રોકાવ;
દાસપણામાં વળે છે લોકોનું સત્યાનાશ!
હે મુક્તિના સીપાઇઓ, તેમને લાવો ખ્રીસ્ત પાસ.

## ૩૦૦. *For the World Jesus died.*

Tune:—Happy Song.

१ છીએ જયવાન રાજા કાજ લડનારી ફોજ,
હાલેલુયા બોલતાં યુદ્ધ કરીશું રોજ,
ઇસુએ ઉતાર્યો છે પાપોનો બોજ,
સૌને માટે છે મુક્તિ.

સૌને કાજ, સૌને કાજ, ખ્રીસ્ત મુઓ ખ્રીસ્ત, મુઓ,
સૌને કાજ, સૌને કાજ, મુકિત છે, જો લેશો તો.

२ આખા જગને તારવા લડીશું અમે,
અને સાક્ષી આપીશું સૌ ઠેકાણે,
મોટે સાદે સૌને જણાવીશું કે,
સૌને માટે છે મુક્તિ.

३ જુઓ હથિયારબંધ એક ફોજ અમે છીએ,
અંધકારથી જગને જ્યોતમાં લાવીએ;
અમે ગાતાં ગાતાં આગળ ચાલીએ;
સૌને માટે છે મુક્તિ.

४ ફોજમાં અમને ખ્રીસ્ત કરે છે શક્તિવાન,
ન્યાયપણાથી સિપાઇઓ છે જયવાન;

ઇસુ અમમાં રહીને હરાવશે સેતાન,
સૌને માટે છે મુક્તિ.

**૩૦૧.** *Come join our Army.*

૧ થાવ ફોજમાં દાખલ, જે લડવા જશે,
શત્રુને જીતવા બળ ઇસુ આપશે;
નેકીને સાચવી પાપ વિરૂદ્ધ રોજ,
રે આગળ આગળ ચાલે છે મુક્તિ ફોજ.
આગળ ચાલે! આગળ ચાલે! રે આગળ આગળ ચાલે છે મુક્તિફોજ।
ઇસુના સીપાઇઓ શુર થજો રોજ! રે આગળ આગળ ચાલે છે મુક્તિફોજ.

૨ થાવ ફોજમાં દાખલ, નસાડો દુશ્મન,
ઇસુ તારનારને માનશે દરેક જન;
રોકવાને છો સેતાન બહુ કરે ખોજ!
રે આગળ આગળ ચાલે છે મુક્તિફોજ.

૩ થાવ ફોજમાં દાખલ સેતાન સામે થઈ,
મોત લગ લડીશું રે આ યુદ્ધની માય;
ઇસુ ઉતારે છે સૌ પાપનો બોજ,
રે આગળ આગળ ચાલે છે મુક્તિફોજ.

૪ થાવ ફોજમાં દાખલ ને ન કરો વાર.
હાલ તમને લાગ છે, થોભો ન લગાર;
યુદ્ધ તો કઠણ છે પણ જયવાન થશોજ;
રે આગળ આગળ ચાલે છે મુક્તિફોજ.

## ३०२. *We're Marching on to war.*

१ લડવા જાએ છે ફોજ, જગ લાવવા ખ્રીસ્તની ગમ,
લોહીને આગની ધજાથી લોકો થાએ છે દંગ;
કહે છે, "રીત રાખતી નથી," છે પડધમ ન મંજુર,
કહે છે કે "ફોજનું મોટું કામ નકામું છે જરૂર."

યુદ્ધમાં છીએ જનાર, યુદ્ધમાં છીએ જનાર;
જો લોક બકે ને ખોટું કહે તો અમને શી દરકાર?
ઇસુને કાજ લડીશું લોકો બચાવવાને,
છીએ શૂરવીર સીપાઈઓ અને જીતીશું અમે.

૨ જોવા કેમ આવતા નથી લાખો વૃદ્ધ ને જુવાન,
ને દરેક જાતના લોકોને ગાતાં અમારૂં ગાન,
જે દેશે દેશ ફરે છે ફેલાવીને રોશની;
પણ જો તેઓ તેમ ન કરે અમે થોભનાર નથી.

૩ ચાલો, મારા સાથીઓ આ યુદ્ધ કરવા માંડો,
કીલ્લા બાંધવાને સ્હાય કરી સેતાનને નસાડો;
હઠી ન જઈએ કદી સાચાઇથી ચાલીશું,
ઇસુની આજ્ઞાઓ જાણી તેઓને પાળીશું.

૪ તો ખસી જાવ ઢોંગીઓ ને રસ્તો રોકો મા,
જગતની રીત ન પાળીએ પણ થઈશું જુદા,
જે દેવ કરવાને કહે છે તે મનથી કરીશું,
કે આખી પૃથ્વી જાણે અમને તાર્યા છે ઇસુ.

## ૩૦૩. *I'm a Soldier if you want me.*

૧ હું છું મુક્તિ ફોજનો સીપાઇ ઇસુને કાજ લડીશ,
મુક્તિની વાત ફેલાવી શત્રુને નસાડીશ;
દેવ હથિયાર બંધ કરે છે લોહી ને આગવડે,
મારા જેવાને જોઇએ યુદ્ધ જેને આવડે.

હું સીપાઇ છું મુક્તિફોજમાં,
યુદ્ધને માટે, જુઓ, હવે હું તૈયાર છું.

૨ હું છું મુક્તિફોજનો સીપાઇ મુકામપર રહીશ સ્થીર,
હું ન્હાસવાનો તો નથી થઇશ ખરો શૂરવીર;
મહા મોટી મુક્તિફોજે ખ્રીસ્ત પાસ મને આણ્યો,
હાલ બીજાને બચાવવા મેં મારો ધર્મ જાણ્યો.

૩ હું છું મુક્તિફોજનો સીપાઈ હું વેઠીશ દુઃખ, સંકટ;
ગમે ત્યાં જવા માટે હું આજ્ઞા માનીશ ઝટ,
જ્યાં યુદ્ધ વિશેષ કઠણ છે ત્યાં જવું છે મારે,
ઇસુ ને મુક્તિફોજ તો સેતાનને નસાડે.

૪ હું છું મુક્તિફોજનો સીપાઈ હાલ મળ્યું છે ઇનામ,
પગાર આકાશમાં મળશે ને એક સુંદર મુકામ;
માનપદ તો મુક્તિફોજમાં લડવાથી મળે છે,
ને જ્યારે યુદ્ધ બંધ થશે ઇસુ "શાબાશ!" કહેશે.

## ३०४. *And We'll roll the old chariot along.*

૧ મુક્તિફોજનો રથ અમે દોડાવીશું, તેને કદી નહી રોકીશું.
૨ તારી મદદથી, પ્રભુ, અમે દોડાવીશું, તેને કદી નહી રોકીશું.
૩ સિપાઇઓની સહાયવડે દોડાવીશું, તેને કદી નહિ રોકીશું.

## ૩૦૫. *Storm the forts.*

૧ જાગો! દેવના સીપાઇઓ, યુદ્ધનો દિવસ આ છે!
વેરીઓમાં શું, ઊંઘશો? જય મળશે લડનારને.
હીઆં બેસી રહેશો મા, જુઓ લોકને નાશ પામતા,
ઊંચી કરો રે ધજા ને લડો ખ્રીસ્તને લીધે.

પાડો પાપના કિલ્લા પાડી નાંખોરે, (૨)
સેતાની રાજને પાડો ને હાલથી કરવા માંડો;
પાડો પાપના કિલ્લા પાડો રે.
માન મહિમા હોજો ઈસુને સ્તુતિ પરાક્રમ હોજો ઈસુને,
માન, મહિમા, સ્તુતિ, પરાક્રમ સદા હોજો ઈસુને!

૨ સેતાનની સેના જુઓ, બળને કપટ કરતી,
ક્રોધથી કહેવાય નહિ તેટલા લોકને નાશ પમાડતી.
સુણો, નાશની વાટ થકી દુઃખની બુમો મરનારની,
આગળ ચાલો સીપાઈ, લડો ઇસુને લીધે.

૩ ઇસુના શુર સીપાઈઓ, મુક્તિની મહાસેના,
ખ્રીસ્તની કીર્તિ ફેલાવો, જીતો દરેક દેશમાં,
જયવંત ધજા ઉડાવો, બળવંત થઇને લડો,
શત્રુપર ધાઈ પડો, જગ જીતો ખ્રીસ્તને લીધે.

## ૩૦૬. *To save the world is our desire.*

૧ જગ તારવાની ઇચ્છા રાખી, દુશ્મનપર છે પ્રીતિ!
સ્થીર રહીશું સૌ થાક ખમી અમે નાસી જવાના નથી.
સૌને જીતવા સેના લડે, દેવની આગળ જગત પડશે
તો વગર ભય જઈ યુદ્ધની માંય અમે નાસી જવાના નથી.
કેમ, કદિ નહિ નાસશો? કદિ નહિ નાસીશું?
કેમ, કદિ નહિ નાસશો? કદિ નહિ નાસીશું.
પણ વગર ભય જઈ યુદ્ધની માંય અમે નાસી જવાના નથી.
૨ તોડીશું પાપના મજબુત ગઢ ઇસુની વાત માની;
શત્રુની થશે પડાપડ અમે નાસી જવાના નથી.
૩ પાપરૂપી દૈતનો લઇશું જાન પવિત્ર બળ થકી;
દેવ સાથે છીએ શક્તિવાન અમે નાસી જવાના નથી.
૪ આગળ ચાલીશું ધજા હેઠ ઇસુનું રાજ સ્થાપી,
ખ્રીસ્ત જેવા મોત લગ જઇશું ઠેઠ, અમે નાસી જવાના નથી.

## ૩૦૭. *Oh every land is filled with sin.*

૧ હરેક દેશ પાપથી છે ભરપૂર પણ મુક્તિફોજ જીતશે જરૂર.
તાબડતોબ! તાબડતોબ! તાબડતોબ! તાબડતોબ!

ઈસુને કાજ લડીશું, ખચીત, ખચીત?
દરેક દેશમાં થઈશું ઉભા, જીતનાર કે મરનાર થૈશું;
ખચીત! ખચીત! જીતનાર કે મરનાર થૈશું.

૨ ઉત્તર દક્ષિણ, પુર્વ પશ્ચિમ, ફોજ પાપની કરીશું છિન્ન ભિન્ન,
તાબડતોબ, તાબડતોબ, તાબડતોબ, તાબડતોબ,

૩ લોકને તારવાનીજ છે ફીકર, ને બહુ લોક બચશે, ખરેખર,
તાબડતોબ, તાબડતોબ, તાબડતોબ. તાબડતોબ.

૪ ધજા લઇને ગાઇશું ગીત, ને સેતાનપર પામીશું જીત.
તાબડતોબ, તાબડતોબ, તાબડતોબ, તાબડતોબ.

## ૩૦૮. *God is keeping His Soldiers fighting.*

૧ દેવ સીપાઇઓને લડતા રાખશે, સદાકાળ પામીશું જયનું દાન;
ફોજો સેતાનની એકઠી થાય છે; પણ નિશ્ચે થઇશું જયવાન.
જો કે શત્રુ લડયા જીતવા, ઉડતી રે'છે ફોજની ધજા,
અને ઊડશે તે હમેશાં! અમે હારવાના નથી.

અમે કદી હારી જવાના નથી, કદી નહિ? કદી નહિ?
અમે કદી હારી જવાના નથી, સદા જયવાન રહેવા ઠરાવ્યું છે અમે.

૨ ચાલીશું જીતનાર ત્રાતા પાછળ, ખ્રીસ્ત આગળ જશે શત્રુ ન્હાસી;
ફોજ અમારી સ્થીર રહેશે સબળ, જીતવા ઠરાવ કીધો નક્કી.
શુદ્ધતા ને સ્વાર્પણ થકી, અમે પાછા હઠનાર નથી.
સ્થીર રહીશું મરણ લગી, અમે હારવાના નથી.

૩ દરેક દેશ માટે લઇને મુક્તિ, જઇશું જગના છેડા સુધી;
જણાવીશું રે ખ્રીસ્તની શક્તિ પામી મુક્તિ મફત પુરી.
તોડી સેતાનની ગાદી, આખા જગને બચાવી,
સદા જયવાન થઇશું નક્કી— અમે હારવાના નથી.

## ૩૦૯. *Soldiers fighting round the Cross.*

૧ વધસ્તંભના સીપાઇઓ, ખ્રીસ્ત કાજ લડો;
બાકી બધું ધુળ ગણો, ખ્રીસ્ત કાજ લડો.
ઇસુની જય! ઇસુની જય! અમારી ફોજમાં દાખલ થાવ!
ઇસુની જય! ઇસુની જય! મરણ લગ લડીશું.

૨ લડો વિશ્વાસની લડાઇ, ખ્રીસ્ત કાજ લડો,
ત્યારે ઇસુ આપશે જય, ખ્રીસ્ત કાજ લડો.

૩ ખ્રીસ્તના નામથી લો તરવાર, ખ્રીસ્ત કાજ લડો.
ધાઓ પાપની ફોજ ઉપર, ખ્રીસ્ત કાજ લડો;

૪ "થાવ વિશ્વાસુ" તે કહે છે, ખ્રીસ્ત કાજ લડો.
મજ કાજ લડો મરીને, ખ્રીસ્ત કાજ લડો.

## ૩૧૦. *Sound the battle cry.*

૧ યુદ્ધ નાદ સંભળાવો શત્રુ પર ધાઓ, ધજા ઉડાવો, પ્રભુ કાજ,
પે'રો હથિયાર, થાવ ટકી રે'નાર, ખ્રીસ્ત છે મદદગાર તમારો આજ.
ઉઠો, યોદ્ધા, બધા થઓ ભેગા! ધજા આસપાસ હારબંધ થઓ સો.
આગળ! આગળ! બોલો હાલેલુયા! ફોજનો ધણી છે પ્રભુ ઇસુ.

૨ લડવા થાવ બળવાન, ખ્રીસ્તપર રાખો ધ્યાન,
છે સર્વ શક્તિવાન તારવાને.
લો આત્મિક તરવાર, સત કાજ થાવ લડનાર,
લોકમાં અંધકાર મટાડવાને.

૩ હે સર્વ સૃષ્ટિનાથ, સુણુ અમારી વાત,
રહે અમારી સાથ, મદદ કર;
યુદ્ધ બંધ જ્યારે થાય, ને પામીશું જય,
ત્યારે તાજ પે'રાય રાજ્યાસન પર.

## ૩૧૧. *I believe we shall win.*

૧ શત્રુને જીતનાર ફોજ છીએ અમ, જો ઇશ્વરના બળથી લડીએ
આત્માની તરવારથી પાપી જન, લાવીશું અમે ઇસુ કને.
ખાત્રી છે જીતીશું જો ઇશ્વરના બળથી લડીએ.

૨ આગળથી અમે પામી છે જીત, યુદ્ધમાં શત્રુને છિન્ન ભિન્ન કરી;
માટે અંત લગ લડીશું ખચીત, ચલાવીશું તરવાર આત્માની.

૩ ખ્રીસ્તના નામ થકી કરીશું યુદ્ધ, હવામાં ઉડાવીને ધજા,
લડીશું પાપ ને અન્યાય વિરુદ્ધ, કબજે કરી સેતાનની પ્રજા.

૪ દેવ ને ફોજ વિષે સદા સાચા, ઇસુ નામ થકી લડીશું અમ;
તળે લોહી ને આગની ધજા, આખું જગ લાવીશું તેની ગમ.

## ૩૧૨. *Keep us true for ever.*

Tune:—Maple Leaf."

૧ આશીર્વાદ તારો પ્રભુજી માગે છે હાલમાં ફોજ તારી,
સેતાન પર અમને કર પ્રબળ અમારા સ્વદેશમાં.
રે નાંખજે શ્વાસ અમારા પર, પવિત્ર કરનાર અગ્નિ;
પરાક્રમ થકી વેષ્ટિત કર, દે પ્રેરીત જેવી શક્તિ.

આગળ ચાલો, આગળ ચાલો, આગળ ચાલો એક સંપથી,
જગ ઘેરનાર મુક્તિફોજ ઉપર આશીષ આપજે, પ્રભુજી.

૨ અમારા આગેવાનને આપ આશીષ તારી, ને અમને રાખ
એક સંપમાં કે લોક તારી ગમ લાવનાર થઇએ અમે.
તારા સનાતન હાથોથી ઘેરીને શક્તિ આપજે,
આગળ લઇ જવા કાજ સીપાઈ, તું સદા જયવાન રાખજે.

૩ દેવ સ્ટાફને, ફીલ્ડને આશિષ દે, તેઓને રોજ તુજ સ્થંભ તળે
રહેવાને મદદ કરજે રે લોહીથી કર જયવાન,
અમારા સીપાઇઓનાં મન આસ્થા થકી ભરપુર કર,
અમ સઘળાને કર ફતેહમંદ દર પાપ ને પરિક્ષણપર.

૪ દેવ જનરલને આશીર્વાદ દે ને દરરોજ બળ આપજે તેને,
આત્મામાં તેને હિમ્મત આપ તુજ સર્વ શક્તિથકી.
કામ આગેવાનનું જનરલે આજ સુધી ઠીક કીધું છે,
ને તારાથી બળ પામીને તે કરતાં સારૂં કરશે.

## ૩૧૩. *Marching on in the Light of God.*

૧ ઇશ્વરની ખરી રોશનીમાં આગળ આગળ ચાલું છું,
જે ઇસુ ચાલ્યો તે રસ્તામાં આગળ ચાલું છું.
સફેદ વસ્ત્ર સોનેરી તાજ, સતાર તથા સુંદર મુકામ,
જીતનારનું માન ને સ્વર્ગી રાજ, છે આ મારૂં ઇનામ.
છે ઇસુ મારો તારનાર, મળી છે માફી, મારે કાજ ઇસુએ આપ્યો પ્રાણ;
હું આનંદે ગીત ગાઉં છું તેનો પ્રેમ ચાખી
હું રહું છું, હા રહું છું તે ઝરામાં.

૨ પાપની ફોજ મને છો ઘેરે! આગળ આગળ ચાલું છું,
હું જીતીશ, ઇસુ મનમાં છે. આગળ ચાલું છું.
૩ નિંદા મારી લોક છો કરે! આગળ આગળ ચાલું છું,
પૂરી પ્રીતિ ભીતિને કાઢશે! આગળ ચાલું છું.

## ૩૧૪. *The Army's coming clear the way.*

૧ આખા જગતને ઘેરીને, સિપાઇ સાચા થાઓ.
સેતાન કાંપેછે જોઇને મુક્તિફોજ આવે છે, ખસી જાઓ.
મુક્તિફોજ આવે છે, ખસી જાવ, મુક્તિફોજ આવેછે, તોપ ચલાવ.
ઈસુ જગને જીતી લેશે, મુક્તિફોજ આવેછે, ખસી જાવ.
૨ જીતવાને આવેછે સિપાઇ, જય છે પોકાર તેનો;
સેતાનની ઉપર પામવા જય, મુક્તિફોજ આવે છે ખસી જાઓ
૩ આગળ ચાલે છે મુક્તિફોજ, સિપાઇ સાથે લાખો,
ને વધી જાએછે દરરોજ, મુક્તિફોજ આવે છે, ખસી જાઓ.

## ૩૧૫. *The day of Victory's coming.*

૧ ઇસુ કાજ લડતા રહેજો, હે ખ્રીસ્તના સિપાઇઓ;
ધજાને ઊંચી કરજો, અપમાન ન થવા દો.
જય પામીને જય પામવા, તે ફોજને લઇ જશે,
જ્યાં સુધી ખ્રીસ્તને માનવા સૌ સૃષ્ટિ ખુશ થશે.
છે જયનો દીવસ આવનાર; થોડા દિવસ પછી,
દરેક દેશ ઇસુ તારનાર ભણી આવશે નક્કી,
છીએ ફોજમાં સિપાઇઓ; લડીશું મોત સુધી,
છે જયનો દિવસ આવનાર જલદીથી.

૨ ઇસુ કાજ લડતા રહેજો, સાંભળો તેની આજ્ઞા;
આ ભારે યુદ્ધમાં લડજો, આ તેના દિવસમાં.
ઓ સૌ શૂરવીરો, આવજો, શત્રુને હરાવવા;
સૌ મનમાં હિમ્મત રાખજો, ને બળવાન રહો સદા

૩ ઇસુ કાજ લડતા રહેજો, બળ તેનાથી રહો સ્થિર;
દૈહિક શક્તિથી હારશો, તથા થશો દિલગીર.
મુક્તનાં હથિઆર પહેરો, પ્રાર્થના કાજ જાગૃત રહો;
પોતાની ફરજ માની, જ્યાં જોખમ હોય ત્યાં જાઓ.

## ૩૧૬. *All round the world.*

૧ આખા જગમાં ચાલે છે ફોજ મુક્તિ,
આખા જગમાં પામે છે લોક માફી;
આખા જગમાં સિપાઇને બળવાન જો,
મુક્તિની ધજાને ઝાલીને ઉડાવો.

ઉડાવો, ઉડાવો, ધજાને ઉડાવો; જગના છેડા સુધી ધજાને ઉડાવો.

२ આખા જગમાં લડાઇમાં ચાલીએ,
આખા જગમાં ફોજને ચઢાવીએ;
આખા જગમાં વાગે છે વાજીંત્રો,
ખ્રીસ્તને લીધે મુક્તિ ધજાને ઉડાવો.

૩ આખા જગમાં છે ખ્રીસ્તનો પ્રેમ અપાર,
આખા જગમાં વહે છે લોહીની ધાર;
આખા જગમાં તેથી શુદ્ધ થાય લોકો,
લોહી ને આગ થકી ધજાને ઉડાવો.

## ૩૧૭. *Devna dikra jago ladvane.*

Tune:—Marseillaise,

१ દેવના દિકરા જાગો લડવાને! દુષ્મન ચારો ગમ જુઓ;
આળસ તજો ફોજમાં ચઢવાને, તમને તારવા ખ્રીસ્ત મુઓ.
જગનું વેર ને લોકનો ધમકાર, તમને ઘેરી કરશે નિરાશ,
કે ખ્રીસ્ત છોડી પામશો વિનાશ, જ્યારે સ્વર્ગી દૂતોછે જોનારા.

ઉઠોરે સીપાઈઓ! જુઓ ઝંડો ઉડતો!
આગળ ચાલો બિગલ સાંભળી જીતવા અથવા મરવા.

२ કપટી જગત તમને લલચાવે, ફાંદામાં ફસાવે,
સાપના ડંખથી જેમ લેહેર આવે, તેથી પાપ વધતું વિખવાળુંછે
વિશ્વાસે જગથી અળગા થાવ, તેની ધમકીથી ન ડરો,
તેની બુમપર કાન ન ધરો, ખ્રીસ્તમાં હામ ધરીને આગળ ચાલો.

ચાલો સીપાઈ મોત નદી પારે, ટકશો તો પામશો ઈનામ;
સોનેરી તાજ પહેરશો જ્યારે, સ્વર્ગી દેશમાં સુંદર મુકામ.
ફોજમાં ચાલો દરબારની આગળ, યુદ્ધ મુકી ને દુ:ખથી છુટી,
સદા ગાઓ દેવની સ્તુતિ, ઈસુ ખ્રીસ્તના રાજ્યાસનની આગળ.

**૩૧૮.** *Salvation Army, Army of God.*

૧ સુણ, જીવ મારા, યુદ્ધનો અવાજ એ કયાંથી?
સર્વ દેશોમાં તે ઘરઘેર સંભળાય;
મહા સત્યવાત કહેવાય છે બહુ આસ્થાથી
પાપને જીતવા સેના લડતી દેખાય!

મુક્તિની સેના, ઇશ્વરની ફોજ, લોહી ને અગ્નિથી જય પામે છે રોજ.

૨ આગળ ચાલો! સૌ જગમાં ગીત ગવાશે,
પાપ મુકી દો, છે ઈસુની આજ્ઞા;
અંધકારમાંથી આવો અજવાળની પાસે,
કંગાલ લાચારનો છે મુક્તિદાતા.

૩ દૂરથી જેમ મેઘની ભારે ગર્જના ગાજે,
તેમ ખ્રીસ્તની વાત સંભળાવીશું અમે;
પાપથી લાદેલ હજારો તે અવાજે
પ્રભુની આગળ ઘુંટણ ટેકવશે.

૪ જયવાન થઇ આ કઠણ યુદ્ધ કરીને
ઉદય થશે ને રાત જશે વીતી;
સર્વ પૃથ્વિપર રાજ દેવનું સ્થાપન થશે,
સેતાનનું રાજ પડશેરે નાશ પામી.

## ३१९. *Strike for Victory.*

१ જય પામવાને લડો દેવના સીપાઇઓ,
હથિઆરબંધ થજો, તલવાર ચલાવો;
ઉંચી કરો ધજા ને પવિત્ર રહો,
સેતાનની સૌ સેના જઇ નસાડી દો.

જય પામવાને લડો, શુરવીરો; જય પામવાનો લડો, જય પામશો;
જય પામવાને લડો, ટકી રહો; ઇસુ છે સરદાર, નહિ હારશો.

૨ જય પામવાને લડો, સ્થંભના સીપાઇઓ,
સુખ આરામને તજો, હાનીમાં હરખાઓ;
ટોપ મુકિતનો લઇને પકડો તલવાર,
જીતતા ને જીતવાને થજો યુદ્ધ કરનાર.

૩ હાથો હાથ મેળવીને મનના એક થઇ,
આગળ રોજ વધીને પામીએ વિજય;
સદા આગળ જઇશું મળશે જ્યાં સુધી,
આકાશ મધ્યે ઇસુ ને મુગટ સ્વર્ગી.

## ૩૨૦. *So we'll lift up the banner.*

2nd Tune:—We have no other Argument.

१ મુકિત ! કેવી આનંદી વાત ! કેવો સુસમાચાર !
તેથી મટે છે દરેક ઘા સૌ બીક કઢાય છે બહાર.

૧ માટે કરીશું ધજા ઊંચી, મુક્તિની પ્રીતિની ધજા;
તેની તળે રે મોત સુધી, લડી જઈશું સ્વર્ગમાં.
૨ એકજ અમારી છે દલીલ અરજ નથી બીજી;
ખ્રીસ્ત મુઓ એટલુંજ છે પુષ્કળ અમને આપવા મુક્તિ.

૨ મુક્તિ! રે પ્રતિનાદ તેનો સૌ પૃથ્વીમાં સંભળાય;
જ્યાં લગ ફોજ સ્વર્ગી સંગમળી મુક્તિનાં ગીતો ગાય.

૩ મુક્તિ! ઇસુની થાવ સ્તુતિ કે ફોજને સ્થાપી છે;
મનમાં છે મુક્તિની શાંતિ જે ખ્રીસ્તે આપી છે.

## ૩૨૧. *Now I can read my title clear.*

2nd Tune: Sing redeeming love.

૧ આકાશમાં મારો છે મુકામ, મને તો છે ખાત્રી;
ત્યાં નોંધાયું છે મારૂં નામ ને મુક્તિ છે મારી.

૧. ખમીશું આંધી, બંધ થશે જલદી, પછી લંગર નાંખીશું.

૨. હાલેલુયા! યુદ્ધમાં મોત લગ ટકીશું,
થોડીવાર બાદ સ્વર્ગમાં ફોજ ચઢાવીને ગાઈશું દેવની પ્રીત.

૨ જો મારી સામે ઉઠે લોક ને તીર ફેંકે સેતાન,
તેઓ પર મલકાવીશ મુખ થઇને હિમતવાન.

૩ જો રેલની પેઠે દુઃખ આવે ને ચિંતા લાગે બહુ;
દેવ મને સ્વર્ગે લઇ જશે, દુઃખ, ચિંતા મટશે સહુ.

૪ ત્યાં નહાશે મારો જીવ થાકેલ સત શાંતિસાગરમાં,
ને દુઃખ તો આવશે નહિ બિલકુલ, મન શાંત રહેશે સદા.

## ३२२. *Thy Soldier I will be.*

१ છે ઠરાવ નક્કી મેં કીધો, હું થૈશ તારો સીપાઈ.
જ્યાં ઇસુ હોય ત્યાં નથી ભો, હું થૈશ તારો સીપાઈ.
દરેક જગ્યા, દરેક દેશમાં, જ્યાં અતિ દુઃખ દેખાશે ત્યાં
ફેલાવવા ખ્રીસ્તની સુવાર્તા, હું થૈશ તારો સીપાઈ.
હું ચાલીશ તારી પાછળ, તું જ્યાં લઈ જશે ત્યાં,
હું ચાલીશ તારી પાછળ, પરદેશમાં ને પરગામ;
હું ચાલીશ તારી પાછળ, સાચો રહી સદા;
દુઃખ સુખની માંય, ગોઠે તેમ થાય, હું થૈશ તારો સિપાઈ.

૨ સંકટ કે મહેનત છો પડે! હું થૈશ તારો સીપાઈ.
વધસ્તંભ ને શરમ વેઠી, હું થૈશ તારો સીપાઈ.
નહી રાખું જાત કે પક્ષાપાત, કહીશ "સૌ કરો પશ્ચાતાપ"
યુદ્ધ કરીશ તારવાને જગત; હું થૈશ તારો સીપાઈ.

૩ જ્યાંલગ હું ખેંચું છેલ્લો શ્વાસ, હું થૈશ તારો સીપાઈ;
ને જ્યારે મરણ આવશે પાસ, હું થૈશ તારો સીપાઈ.
ને સ્વર્ગના દરવાજા પર, મિયાનમાં મુકીને તરવાર,
હું શત્રુનો કરીશ ધિક્કાર, હું થૈશ તારો સીપાઈ.

## ૩૨૩. *We'll be heroes.*

૧ શૂરવીર થઇશું, શૂરવીર થઇશું, જ્યારે યુદ્ધ હોય વિકાળ;
ભારે તોફાન મધ્યે ગાઇશું, હિંમત પામી તત્કાળ,
હિંમત પામી તત્કાળ, ક્રૂસ થકી.

૨ જીતીશું અમ, જીતીશું અમ ઇસુના લોહીથી;
અમે હઠનાર નથી મોત લગી, જય મળે ત્યાં સુધી,
જય મળે ત્યાં સુધી, ક્રૂસ થકી,
૩ શૂર ચડે છે, શૂર ચડે છે, શત્રુ કઢાશે દૂર.
મોટા શૂરવીર જેવા ગાઇએ જય પામીશું જરૂર,
જય પામીશું જરૂર, ક્રૂસ થકી.
૪ મૃત્યુકાળે, મૃત્યુકાળે ખ્રીસ્તની સોડમાં ભરાઈ;
વિશ્વાસે ઉડીશું દેવ કને, સ્વર્ગી મુકામની માંય,
સ્વર્ગી મુકામની માંય, ક્રૂસ થકી.

## ૩૨૪. *Follow follow I will follow Jesus.*

૧ જ્યારે યુદ્ધ કઠણ લાગે ને વૈરી કરે જોર,
પ્રભુ થજે આગેવાન ને અમને આગળ દોર,
જોખમવાળી જગ્યાઓમાં તને ઝાલીશું,
ચિંતા તજી તારી પાછળ ચાલીશું.

ચાલીશ, ચાલીશ, ખ્રીસ્તની પાછળ ચાલીશ.
સૌ જગ્યા જ્યાં હોય ત્યાં, પાછળ ચાલીશ હું.
ચાલીશ, ચાલીશ, ખ્રીસ્તની પાછળ ચાલીશ.
જ્યાં જ્યાં દોરી લેશે પાછળ ચાલનાર છું.

૨ ભારે કષ્ટ તેં વેઠયું અમને નમુનો આપી,
માટે જે તું કહે છે તે કરીશું ખુશીથી;
તારો નમુનો લઇને આજ્ઞા પાળીશું,
પ્રીતિ થકી તારી પાછળ ચાલીશું.

૩ કેવળ મોંની પ્રીતિ અમે કરવાના નથી;
કામ અમારૂં જોઈ બીજા પુરશે સાહેદી.
દેવનું કામ કરવામાં આખો જીવ પણ ઘાલીશું;
દુઃખ વેઠીને તારી પાછળ ચાલીશું.

## ૩૨૫. *Never mind go on.*

૧ આ યુદ્ધમાં જો તમને થાક બહુ લાગે, રસ્તે ચાલતાં કાંટા ઘણાવાગે
ભુંડા લોક પણ તમને બીવડાવે, ફીકર નહિ–સ્થિર રહો.
બીક મુકીને ચાલો સારી રીતે, યાદ રાખો કે આપણો દેવ છે પ્રીતિ,
તેના બળથી જે લડે તે જીતે, ફીકર નહિ–સ્થિર રહો.
ઈસુએ વચન આપ્યું છે "હું તારી સાથે છું"
તેથી ખચીત જાણીએ જય પણ પામીશું;
દેવ છે આપણો આગેવાન, માટે મોત સુધી આગળ આગળ ચાલીશું.
૨ દુઃખ આવે તો ઈશ્વર તે મટાડશે, સદા ચાલો ઈસુની પછવાડે,
કાલે પણ યુદ્ધ કઠણ થાય વધારે, ફીકર નહિ–સ્થિર રહો.
આનંદી દિલ બીજાને હરખાવશે, થાકેલાંને તે દિલાસો આપશે,
તેથી દેવનું કામ પણ સફળ થશે, ફિકર નહિ–સ્થિર રહો.

## ૩૨૬. *Shout aloud Salvation.*

૧ મુક્તિનો કરો પોકાર ને ગાવ તેનું ગાયન,
એવી રીતે ગાજો કે સૌ જગ કરે ભજન,
ગાજો, જેમ આગળ ગાયું દેવના હજારો જન,
સ્વર્ગી રસ્તાપર ચાલીને.

આગળ ! આગળ ! સુણો સુસમાચાર !
આગળ ! આગળ ! ગયો છે પાપનો ભાર,
ગાઈશું ખ્રીસ્તની સ્તુતિ અમે આખી પૃથ્વીપર,
સ્વર્ગી રસ્તામાં ચાલીને.

૨ ચિંતાતુર હરખાએ છે સાંભળી તેનો અવાજ,
અબળ બળવાન થાએ જેમાં ખ્રીસ્ત કરે છે રાજ,
ફોજના લાખો લોકો પામે શક્તિ યુદ્ધને કાજ,
સ્વર્ગી રસ્તાપર ચાલીને.

૩ મુક્તિફોજથી શું થશે? એમ શત્રુ બોલે છે,
દેવ અમારી સાથે છે એ તેઓ ભુલે છે,
વળી અણદીઠ સેના ઘણી અમને ઘેરે છે,
સ્વર્ગી રસ્તા ઉપર ચાલતાં.

૪ માટે ખ્રીસ્તની ફોજને કાજ એક સડક બાંધીશું,
લાખો ને બચાવીને જગને કંપાવીશું,
આખા જગને જીતી સેતાનને હરાવીશું.
સ્વર્ગી રસ્તાપર ચાલીને.

## ૩૨૭. *Pull Soldiers pull.*

૧ ફોજમાં છીએ લડનાર, સરદાર છે ઈસુ, સૌ પાપથી અમને બચાવે છે;
જગતમાં અજવાળું પ્રગટ કરીશું; યુદ્ધ કરવા ઇસુ બોલાવે છે.

લડો સીપાઈ, લડો, લડો મરણ સુધી, લડો સીપાઇ, લડો, મુગટ પામીશું પછી.
પ્રાર્થના કરતાં લડો, ગીતો ગાઈને, રાતને દિવસ લડીશું અમે.

૨ નોબતને વગાડો,ઝાલોરે તરવાર, મનમાંથી કાઢી નાંખો સંદેહ;
ફોજની ધજા ઉડશે આખી પૃથ્વીપર, આખા જગપર પામીશું ફતેહ.
૩ વૈરીઓ જો વધે તો પણ લડતા રહો, રાખો રે ભરોસો ઇસુપર;
વૈરીઓની ઉપર તમે જય પામશો. આગળ ચાલો થઇને નિડર.

## ૩૨૮. *Keep the Flag flying.*

૧ ધજાને ઉડતી ઉંચી રાખો ઇસુની પ્રીતિ વિષે ભાખો,
ચોગમ મુક્તિની હવા વાશે, ખ્રીસ્તના બળ વડે જય પમાશે.
ધજાને ઉડતી ઊંચી રાખો, લોહી ને આગથી બચ્ચે લાખો,
ઇસુનું લોહી હાલ તારે છે, આત્માની આગ મન સાફ કરે છે.
૨ તેને તજો મા દેવના સિપાઈ, મુક્તિનો લાભ યાદ રાખો સદાય
ફોજ ચડાવીને ધજા પાછળ, પાપીને કહુંજો, 'ઇસુ ગમ વળ.'
૩ ધજાને ઉડતી ઉંચી રાખો, હડનારા ન થાવ સદા ટકો,
હડનાર, ધજાપર રાખે છે પગ, ઉંચી કરીને બચાવો જગ,

## ૩૨૯. *Saints of God.*

૧ દેવના સીપાઇઓ પોકારો, હાલેલુયા!
દૂતોની સાથે રાગ કાઢો, હાલેલુયા!
આગળ જાઓ સ્તુતિ ગાતા, સ્વર્ગ સુધી જોવા ત્રાતા,
ઇસુ છે મુક્તિદાતા; હાલેલુયા!

૨ સઘળા લોકો ઉપકાર માનો, હાલેલુયા !
પુરી મુક્તિ મફત જાણો, હાલેલુયા !
ઇસુ મુઓ સઘળાં કાજ, વધસ્તંભપર થયો પ્રાયશ્ચિત,
નાશ કરવા સેતાનનું રાજ; હાલેલુયા !
૩ લોક તારેલા સૌ ગાએ છે, હાલેલુયા !
આખી પૃથ્વીપર થાએ છે, હાલેલુયા !
પાપ મુકીને બચી જાવ, કાલનો વાયદો ન કરોરે !
આવો મારી સાથે ગાવ, હાલેલુયા !

## ૩૩૦. *We'll never let the old Flag fall.*

૧ દરેક દેશમાં ધજાને ઉડાવો,
છુટકારા ને શાંતિનું નિશાન;
આપણુ સૌનો આ ઠરાવ જણાવો,
પાપનું યુદ્ધ બંધ થાય માટે કરવું જતન;
આગ લોહીની ધજા જોઈ પાપી,
ખ્રીસ્ત પાસ આવી પાપથી તરે સહી;
આગ લોહીની ધજા તેણે સ્થાપી,
તેને કદી પડવા દઈએ નહિ.

તેને કદી પડવા દઇએ નહિ; તેવી ન મળે બીજી કંઈ
આ જગતને કરવા નેક ને શુદ્ધ, સૌ કરીએ રે યુદ્ધ, યુદ્ધ, યુદ્ધ,
પ્રભુની સ્તુતિ નિત્ય ગાઈ, જય પામવાને આગળ ધાઈ,
અંત લગી લડીશું ધજા ઝાલી, તેને કદી પડવા દઇએ નહિ.

૨ બહુ દિન થયા ધજા ઉડતી રહી,
ખ્રીસ્તને માટે સિપાઈ લડે છે,
શત્રુ સામે કદી ડગ્યા નહિ,
ને લોકને તારવા આગળ પડે છે;
ફોજમાં લડવા દે દિકરા મોકલી,
ધજા પ્રત્યેની ફરજ સમજીને,
તેને કદી પડવા દઈએ નહિ.

## ૩૩૧. *We shall conquer all.*

૧ ચાલે છે મહાયુદ્ધ સેતાનની વિરુદ્ધ
આ જગમાં પાપ છે ઘણું, ચઢે શત્રુ અતિ ક્રોધ;
રાજ્ય ખોશે સહુ જો કે બળવાન બહુ,
ખ્રીસ્તપર વિશ્વાસ રાખી સૌને જીતીશું !

સૌને જીતીશું સૌને જીતીશું ખ્રીસ્તપર વિશ્વાસ રાખી કદી નહિ હારીશું !
સૌને જીતીશું સૌને જીતીશું ખ્રીસ્તપર વિશ્વાસ રાખી સૌને જીતીશું !

૨ ચાલે રણસંગ્રામ, લડે ગામેગામ,
જીતે તેમને મળશે સ્વર્ગ મધ્યે શુભ ઇનામ;
હિંમતવાન થઈશું યુદ્ધ કરીશું,
ખ્રીસ્તપર વિશ્વાસ રાખી સૌને જીતીશું.

૩ જેઓ ખ્રીસ્તપર ચિત્ત રાખી પામશે જીત,
તેમને માટે મહેલ સોનેરી તૈયાર છે ખચીત;
આપણે જોઈશું ત્રિલોક રાય ઇસુ,
માટે ટકી રહી સૌને જીતીશું !

# ૩૩૨. *God's Trumpet is sounding.*

૧ ઇશ્વરના રણસિંગડાના નાદ વાગે !
તે યુદ્ધને માટે શૂરા સિપાઇ માગે;
છે ઈસુ રાજા પોતે યુદ્ધ ચલાવનાર,
હું મુક્તિનો સૈનિક નિશ્ચે થનાર !

કારણ ઈસુ જગત્રાતા પાપ બંધનો તોડશે,
ને તે વારંવાર મને જય પમાડશે (૨)

૨ હું સ્થળપર ને જળપર બધે દઇશ સાક્ષી,
હજારો લડાઈમાં શૌર્ય બતાવી,
ને જોખમમાં ઈસુ છે રક્ષણ કરનાર,
હું મુક્તિનો સૈનિક નિશ્ચે થનાર !
૩ જો શત્રુ સતાવે તો નહિ ગભરાઉં
પણ ઇશ્વરી બળ પામી શૂરવીર થાઉં;
સૌ સંદેહ ને બીકથી અચળ છુટકારો,
હું મુક્તિનો સૈનિક નિશ્ચે થનારો !
૪ હું તરવાર ને ઢાલ લઇ મોત લગ લડું,
ને મોટું માન સમજી યુદ્ધ કરતો પડું;
કેમકે મરણ પર જય આપશે તારનારો,
હું મુક્તિનો સૈનિક નિશ્ચે થનારો !
૫ જગ કબજામાં આવે ત્યાં લગ યુદ્ધ ચાલશે,
આ ફોજને આશીષ દેવે આપીને આપશે,

તે જ્યાં ફરે ત્યાં કરે મોટો સુધારો,
હું મુક્તિનો સૈનિક નિશ્ચે થનારો!

## ૩૩૩. *Roused from my slumber.*

૧ ઉંઘમાંથી જાગી યુદ્દ કરવાને ત્રાતાની પાછળ ચાલ્યું;
તે ચાલ્યો તે માર્ગમાં ચાલવાને ઇશ્વરને તનમન આલ્યું.
દુઃખ અને સંકટ, જોખમ ને ત્રાસ ખુશીથી વેઠું રાખી વિશ્વાસ;
યુદ્ધ કઠણ થશે પણ તેમાં શું! જય નિશ્ચે પામીશ હું.

હું છું સિપાઈ,—ધન છે પ્રભુ! લડું છું ખ્રીસ્તને લીધે;
હું છું સિપાઈ,—મન સાફ થયું, શુદ્ધ થયું તેને કીધે.

૨ ઇશ્વિરને માટે હું થઇશ વીર, વફાદાર સૈનિક થઇને;
ખ્રીસ્ત જેવો ચાલવાને હું ધરીશ ધીર જીવ જાય તોય સ્થિર
જગતના મોહનો કરીશ ધિક્કાર, ઇસુપર દઢ મારૂંમન રહેનાર
મારે કાજ તેણે આપ્યો છે પ્રાણ તેથી મળ્યું છે ત્રાણ.

૩ ધન છે ઇસુને! કરો સ્તુતિ! કેમકે તે સ્તુતિ જોગ છે!
તેના વચનથી સાંકળ તુટી, પાપીને માફી દે છે.
હું સંભળાવું આ શુભ સમાચાર, કરૂં બધે રે તેનો પ્રચાર;
કૃપાએ તારે છે સ્વરક્તથી કે સૌને મળે મુક્તિ.

## ૩૩૪. *Soldiers of Christ, arise.*

૧ ખ્રીસ્તના સિપાઇઓ સૌ ઉઠીને લો હથિયાર;
ઇશ્વરનું બળ તમે ધરો ને લડવા થાઓ તૈયાર.

તેના ગુણ ગાઓ હાલેલુયા! (૨) હાલેલુયા, હાલેલુયા, હાલેલુયા,
તેના ગુણ ગાઓ.

૨ ખ્રીસ્તના બળથી બળવાન તેની સર્વશક્તિથી,
શત્રુ કરતાં થઈ શક્તિવાન થશો જયવાન નક્કી.
૩ મનની કરો સંભાળ દરેક સદ્દગુણ ધરો;
ને ભૂલો મા વિશ્વાસની ઢાલ ને દરેક હથિયાર લો.
૪ બળવાન થતા રહો નીત આ જગને પ્રીતથી ભરી;
સેતાનની સર્વ સત્તાને જીત ઈસુ પર વિશ્વાસ ધરી.

## ૩૩૫. *Ho! my comrades, see the millions.*

૧ ભાઇઓ તથા બેનો મારાં, જુઓ જગનો હાલ!
લાખો લોક નાશમાં જનારાં, પામે દંડ વિક્રાળ!
મુક્તિફોજ, મન દઈને લડો, ખ્રીસ્તનો છે ફરમાન;
દુષ્ટમાં દુષ્ટ હોય તેમને તારો, હારશે રે સેતાન!
૨ સામે મોટી સેના આવે સેતાન છે સરદાર;
છાકટાઓ ને આશવિનાને બચાવે તારનાર.
૩ જુઓ આપણી જયવાન ધજા, ઉડે સર્વે ઠામ;
અનેક પાપીઓ તારે છે ઈસુ ગામે ગામ.
૪ માટે તમે રાખો છાતી બધા રહેજો સ્થીર;
અંતે ખરો બદલો મળશે, સૌને જે શૂરવીર.

## ૩૩૬. *Are you ready?*

૧ યુદ્ધ કાજ શું તમે તૈયાર છો, ખ્રીસ્ત બળે થઇ હથિયારબંધ.
ફોજની સ્હાય કરવા તૈયાર છો, યુદ્ધ કરવાને થઇ ઉમંગ.
શું, તૈયાર છો ? હાજી, તૈયાર ! ( ૨ ) ઇસુ આવે ત્યાં લગ લડીશ હું !
વિશ્વાસ રાખો આપો સાક્ષી ! ( ૨ ) ઇસુ આવે ત્યાં લગ લડતા રહો.

૨ શું, બાથ ભીડવાને તૈયાર છો, શત્રુ જોર કરે છે જ્યારે,
ત્યારે ખ્રીસ્તની જય પોકારશો, હિંમત કરીને તે દહાડે ?

૩ શું, બાથ ભીડવાને તૈયાર છો, ને ગાવા માટે જયનું ગીત,
સ્વર્ગી તાજ પહેરવા તૈયાર છો, ને ત્યાં ફોજને ચઢાવવા નીત?

## ૩૩૭. *Who'll fight for the Lord everywhere?*

૧ ખ્રીસ્ત કાજ કોણ લડશે સર્વે ઠામ,
બધા લોક બચી જાય ત્યાં સુધી,
જ્યાં લગ સૌ લોક ભજે ઇસુ નામ,
ને ભુંડાઇ બંધ થશે બધી.
સર્વે ઠામ ( ૨ ) ખ્રીસ્ત કાજ કોણ લડશે સર્વે ઠામ.

૨ દુષ્ટ આત્મા ફરે સર્વે ઠામ,
તેઓ લાખોનો કરે છે નાશ;
નિંદા કરાવે છે ઇસુ નામ,
સૌને ફસાવવા પાંથરે છે પાશ.

૩ પ્રભુ, મને દોર સર્વે ઠામ,
જ્યાં લગ કે સૌ લોક પામે મુક્તિ,

જ્યાં લગ રાજ પાપનું બંધ થાય તમામ,
અને સૌ કરે ખ્રીસ્તની ભક્તિ.
૪ હું ખ્રીસ્ત ફોજ લડીશ સર્વે ઠામ,
લોકને તારવાને રહીશ આતુર;
જે લોક પાપમાં રહે છે ગામેગામ
કેવળ ઇસુ બચાવે જરૂર.

## ૩૩૮. *To the War ! to the War !*

૧ યુદ્ધે ધાવ ! યુદ્ધ ધાવ ! સુણો રે રણનાદ !
યુદ્ધે ધાવ ! લાખો જાય નરકમાં જે અગાધ;
તેમને તારવાને માટે ઇસુ છે તૈયાર;
યહોવાહના નામથી રે કોણ છે જનાર.
લડતા રહો ! લડતા રહો ! (૨) " લોહી તથા આગ "તેનો ન કરો ત્યાગ,
પણ છેવટ સુધી લડતા રહો.
૨ યુદ્ધે ધાવ ! યુદ્ધે ધાવ ! કોણ રે માનશે ફરમાન,
ઇશ્વર પોતે ફરમાવે તે પર આપો ધ્યાન;
જો કે યુદ્ધ કઠણ છે, આવે દુઃખ અને ભય,
તો પણ ફોજ મુક્તિ છેવટે પામશે વિજય.
૩ યુદ્ધે ધાવ ! યુદ્ધે ધાવ ! તત્પર રહો હરેક જન,
કરો મરતાંની સારવાર, તોડો સૌ બંધન !
સુણો, બચાવેલાં હર્ષે ગાએછે ગીત,
ને વંદે છે ઇસુને સદા અજીત !

## ૩૩૯. *Jesus, give Thy Blood-washed Army.*

Tune:—" Always cheerful".

૧ ઇસુ, તારી મુક્તિફોજને જયવાન કર સૌ સૃષ્ટિમાં,
વિશ્વાસ કરતી, લડતી રાખજે જ્યાં જ્યાં હોય આ ધરતીમાં,
હાલેલુયા! જીતીશું સૌ પૃથ્વીમાં.

૨ તેં શૂરવીરો એક કરાવી લડવા બળનું દીધું દાન,
કે સૌ શત્રુને કંપાવી થાએ સર્વદા જયવાન.
ફોજમાં રહી જાળવીશું તારૂં માન.

૩ તારા રાજદંડ તળે વેરી નમતા નમતા આવે છે;
સેતાન સેનાને વિખેરી તું હૃદય બદલાવે છે.
લડતા રહીશું દુષ્ટને તું બચાવે છે.

૪ ખીણુ ઉઠાવજે, પહાડ ઉતારજે, દુષ્ટ સ્વભાવોને મટાડ,
ઇસુ રકતે જગને તારજે, ભુંડા આત્માઓને કાઢ.
સર્વે જાતને પૂરી પાપ મુક્તિ પમાડ.

## ૩૪૦. *Will you quit the field?*

૧ યુદ્ધથી નાસશો શું? હારી જશો શું? નહી, કદી નહી!
સત કાજ દૃઢ રહેશો? હિમતથી લડશો? હા; કેમ નહી!
યુદ્ધને તજો મા, શત્રુ સૌ હારશે! યુદ્ધને તજો મા! યુદ્ધને તજો મા!
યુદ્ધને તજો મા! શું, પ્રભુ હારશે? નહીં, કદી નહીં?

૨ વેરી હોય નજીક ત્યારે લાગશે બીક? નહી, કદી નહી!
વિશ્વાસની તરવાર, શું, લેશો તે વાર? હા; કેમ નહી!

૪ શું, તમે કદી તજશો આ મુક્તિ? નહી, કદી નહી!
શું, ધરીને હામ નિડર રહો તમામ? હા; કેમ નહી!

## ૩૪૧. *When you feel the Cross is heavy.*

૧ જ્યારે સ્થંભ બહુ ભારે લાગે, જાણે હિંમત હારી જાય;
નિર્બળતા લાવ ખ્રીસ્તની પાસે, શક્તિ આપશે અંતર માંય,
તે કૃપાથી શક્તિ આપશે, તે તમને પમાડશે જય,
તે તમ કાજે રસ્તો કાપશે, તે મટાડશે સર્વે ભય,
૨ શત્રુઓ જો કરે તુચ્છકાર, ખ્રીસ્તને માનો છો તેથી,
ઉપકાર બદલે કરે અપકાર, ખરી વાત ગણે અમથી;
તમે ક્રોશેષ કરતા રહેજો, તેમને પાપથી તારવાને,
જેણે તારેલા છે લાખો, તારી શકશે તેવાને.
૩ ઇસુપર વિશ્વાસ રાખવાથી, તમને મળશે બહુ આરામ,
મનમાં વધશે પ્રીતિ, શાંતિ, ચિંતા તો મટે તમામ.
આત્માનો પવિત્ર અગ્નિ, આપશે શક્તિ ને પ્રકાશ,
ઇસુ સારશે ગરજ જગની, સદા રાખતા રહો વિશ્વાસ.

## ૩૪૨. *Though the Fight be fierce and long.*

૧ ઓહો! યુદ્ધમાં સાથીઓ, સત્ય માટે લડો છો,
માટે જીતતાં વાર લાગે તો ધરો ધીર;
સંપી સૌ કરીશું શ્રમ જગને લાવવા ખ્રીસ્તની ગમ
અને વિશ્વાસ રાખી થઇશું શૂરવીર.

જો કે યુદ્ધ બહુ લાંબું થાય તો પણ નિશ્ચે મળશે જય !
નક્કી છુટી જશે જગત સેતાનથી;
અને જ્યારે યુદ્ધ બંધ થાય આપણે જઈ સ્વર્ગમાંય
આનંદ કરીશું રે સર્વકાળ સુધી.
હીમ કરતાં સાફ થઈ રૂધીરથી, લોકોને તારવા કરીશું શ્રમ;
અંતઃકરણમાં શાંતિ છે પુરી. આ જો સૌ લોક આવે ઇસુ ગમ !

તમે ચાલુ રાખો યુદ્ધ સેતાન શત્રુની વિરૂદ્ધ,
"આગ ને લોહી" છે સિપાઇઓનો પોકાર;
ત્રાતા ઇસુ કરશે રાજ ને સેતાનની જશે લાજ,
અને સર્વે સંતો કરશે જયજયકાર !

કરો લડાઈ પ્રિતે, કેમકે પ્રીતિ અજીત છે;
ટકી રહેનાર પામશે મુગટ ને ઇનામ !
માટે ટકીશું ખચિત, કેમકે સાચાને છે જીત,
પછી સ્વર્ગે સદા પામીશું આરામ.

પ્રાર્થના કરતાં લડતા રહો, સૌને આ સમાચાર કહો,
કે સૌ પૃથ્વી ઉપર રાજ કરશે ઇસુ;
કેમકે દરેક કોમ ને જાત માનશે ઇસુ સર્વનાથ,
અને સાથે મળી ઘુંટણ ટેકીશું.

## ૩૪૩. *Juo Muktifoj !*

જે લાલ ને ભગવાં પહેરે છે તે ફોજનું શું છે નામ ?
છે મુક્તિફોજ ! હા, મુક્તિફોજ !
તે દેશે દેશ સ્થાપેલી છે, ફરે છે ગામે ગામ,
ને પાપીઓની ભુંડી ટેવો છોડાવે તમામ;

તે પળાવે આનંદી સત્ય ધર્મ, બતાવે મુકિત મર્મ, મૂકાવે ખોટાં કર્મ;
છે પ્રેમે ભરપૂર, સદા ગરમાગરમ,
ને સાચી સાક્ષી આપતાં તેમને લાગતી નથી શરમ.

જુઓ મુકિતફોજ ! યુદ્ધ કરે છે રોજ,
ઠેકાણે ઠેકાણે ફરે છે, તેનાથી સેતાન ડરે છે,
આખા જગની માંય તે સૌની કરે સ્હાય,
ને મુક્તિ પમાડવા મહેનત કરે છે બહુજ.

૨ આ ફોજમાં દાખલ થનારાં તો દરેક દેશનાં છે,
છે મુક્તિફોજ ! હા, મુકિતફોજ !
તેમાંના સિપાઇ, અમલદારો દરેક પેશના છે,
ને કેવા સારા શોભે જ્યારે સૈન્યવેશમાં છે !
તેમાંના કેટલાક કરે છે વણાટ,
કોઇ રળે બીજા માટ, શિક્ષક શિખાડે પાઠ,
ને કેટલાક કરે છે સુથારનું કામ,
ને બીજા વાજાં વગાડી કરે છે ધુમધામ,

૩ આ ફોજ કોઇઅન્ય ધર્મઉપર કરતી નથી દ્વેષ,
છે મુકિત ફોજ ! હા, મુકિત ફોજ !
ને સૌપર પ્રીતિ રાખવી એ છે તેનો મૂળ ઉપદેશ.
ને કજીયાને મટાડતાં તેમને આવડે છે વિશેષ.
તે કોઇની સાથ કરતી નથી તકરાર,
જે સિપાઇ, અમલદાર તે સૌના મદદગાર,
ને શુભ ચાલ ચાલી દે છે નમુનો
ને કહે છે કે, આવો, બધાં, ને મુકિત પામી લો.

## ૩૪૪. *Maro Bap Akashman rhe chhe.*

મારો બાપ આકાશમાં રહે છે, મારી સંભાળ નિત્ય કરે છે.

૧ તેના પર છે મારો વિશ્વાસ; તેના સાદથી નહાસે નિશ્વાસ.
૨ જ્યારે વાટમાં હોય અંધારૂં મને દે છે તે અજવાળું.
૩ જ્યારે દુઃખ મને ઘેરે છે તેને સુખમાં તે ફેરવે છે.
૪ જ્યારે આ સત્યુદ્ધ બંધ થશે મને સ્વર્ગમાં તે લઈ જશે.

## ૩૪૫. *Sarve Prasange Satya Kaho.*

સર્વ પ્રસંગે સત્ય કહો ગમે તેમ થાય;
જુઠ બોલે તે બોળે, સત્ય કહે તે જીતી જાય.

૧ જુઠ થકી તો બધાંની બુદ્ધિ ભ્રષ્ટ થાય;
તેથી પાપ બહુ વધે, આત્મા તેથી નષ્ટ થાય.
૨ સત્યને લીધે થજો રે સઘળા શૂરવીર;
સેતાન જોર કરે તો સત્ય વાતપર રહો સ્થિર.
૩ સત્યપણાથી પ્રભુ થાએ છે અતિ પ્રસન્ન,
જુઠે જન ફસાય છે; સત્યે મળે છે તારણ.

## ૩૪૬. *Nano divo.*

નાનો દીવો હું છું અને આપવા અજવાળ,
એ મારૂં કામ છે હાલથી સદાકાળ, નાનો દીવો.

૧ અંધારા વચ્ચે ખ્રીસ્તે મુક્યો છે, જેથી મુસાફરને રોશની મળે.
૨ મનની સફાઇ ને ચાલ બહુ સારી; એ વતી ફેલાશે રોશની મારી.
૩ હે મારા પ્રભુ, મારામાં રહી, ફેલાવ આ જગમાં રોશની તારી.

## ૩૪૭. *Avo Isuna Sevako.*

આવો ઇસુના સેવકો મંદિરની માંય;
પામો તેનું દર્શન આજરે, મંદિરની માંય.

૧ પવિત્ર આત્મા અહીં છે રે મંદિરની માંય,
તેને સોંપો તન તમારૂં આજરે, મંદિરની માંય.
૨ આનંદનો દિન તો આજે છે, મંદિરની માંય,
માટે હરખાવ સઘળાં નર ને નારરે, મંદિરની માંય.
૩ પડઘમ પખાદ લાવીને મંદિરની માંય;
સેવા કરવા આવો તેની પાસરે, મંદિરની માંય,

## ૩૪૮. *Prabhu badhun sarun karshe.*

राग:—"महा महिमाए प्रभु."

પ્રભુ બધું સારૂં કરશે વિશ્વાસ રાખી રહેજો.

૧ માથે સંકટ આવે બહુ, સેતાન ડરાવે જો,
શત્રુ સંપ કરે ને મિત્ર કામમાં ન આવે જો. પ્રભુ૰
૨ પક્ષીઓની તે સંભાળ નિત્ય કરે છે જો,
પ્રભુ આપે ને તેઓ પેટ ભરે છે જો. પ્રભુ૰

૩ ઇબ્રામે વિશ્વાસ કરી હારી ન ગયો જો,
દેશનો જેમાં તે ગયો વારસ પણ થયો જો. પ્રભુ૦
૪ રસ્તો જ્યારે ન દેખાય, ખરૂં કરતાં રહે જો,
દુઃખ સુખ ને અગત વિષે ઇસુ ખ્રીસ્તને કહે જો. પ્રભુ૦

## ૩૪૯. *Apano Ghetanpalak chhe Isu.*

આપણો ઘેટાંપાળક છે ઇસુ, આપણો ઘેટાંપાળક રે લોલ.
૧ લીલા બીડમાં દોરે છે ઇસુ, લીલા બીડમાં દોરેરે લોલ.
૨ જીવનનું પાણી પાએ છે ઇસુ, જીવનનું પાણી પાએરે લોલ.
૩ મનની શાંતિ આપે છે ઇસુ, મનની શાંતિ આપેરે લોલ.

## ૩૫૦. *Isu chhe maro.*

૧ ઇસુ છે મારો; મને તારે છે!
મને તારે છે, મને હમણાં તારે છે.
૨ ઇસુ છે મારો, શાંતિ આપે છે;
શાંતિ આપે છે, પૂરી શાંતિ આપે છે.
૩ ઇસુ છે મારો, મને ચાહે છે;
સદા પાસે છે, મારી પ્રાર્થના સાંભળે છે.

## ૩૫૧. *Atmana Suraj.*

૧ આત્માના સુરજ, તું મને ન તજ; તું છે ત્યાં રાત્રિ નથી;
મેઘરૂપી સંદેહ આડે આવે નહિ, તુજ પર કરૂં દૃષ્ટિ.
૨ સવારથી સાંજ રહે સંગમાંજ, તુજ વિના રહેવાય નહિ;
રાત્રે અંધારે મને સંભાળજે, તુજ વિના મરાય નહિ.
૩ હે પ્રિય ત્રાતા, મજ મુક્તિદાતા, તારા પર છે વિશ્વાસ;
સુણ મજ પ્રાર્થના, લે મને હાથમાં, અંતલગી રહે મજ પાસ.

## ૩૫૨. *Chhokarano Tarnar.*

બોલો હાલેલુયા, ઇસુ તારે છે; બોલો હાલેલુયા.

૧ છોકરાંનો તારનાર છે પ્રભુ ઇસુ;
પાપ થકી તારશે; ચાલને સુધારશે. હાલેલુયા!

૨ હું તો સેવીશ મારો પ્રભુ ઇસુ;
છે ખરો મિત્ર, કરે છે પવિત્ર. હાલેલુયા!

૩ હમણાં મુક્તિ દે છે પ્રભુ ઇસુ;
પાપથી જે ફરશે તેને મુક્તિ મળશે. હાલેલુયા!

## ૩૫૩. *Gunthela Nimala.*

ગુંથેલા નિમાળા કદી નહિ રહેવાના, સદા મુજ સાથે પ્રભુજી રહેવાના.

૧ સોના રૂપાનાં સુંદર ઘરેણાં, નહિ મુજ સાથે હવે ત્યાં જવાનાં.

૨ બહારનો દેખાવ હવે શું થવા દઉં,
ધરૂં આત્મિક સણગાર સદા જે રહેવાનો.

૩ ખ્રીસ્ત એ આભુષણ સૌથી ઉત્તમ છે;
પહેરૂં આત્મિક સણગાર પાસે જે રહેવાનો.

## ૩૫૪. *Maro Palaka Deva chhe.*

૧ મારો પાળક દેવ છે, અછત કદી નહિ થાય;
લીલે ચારે તે મને સુવાને લઇ જાય.

૨ શાંત નદીના તીર પર દોરે, ઝાલી હાથ;
મારો જીવ દિને દિને, બળ પકડે સાક્ષાત.

૩ સાચતણા જ્યાં પંથ છે, ત્યાંજ ચલાવે પાય;
એવું દેવ કરે સદા, નામતણે મહિમાય.
૪ મોતતણી છાંયે થઇ મારે ફરવું હોય,
તેવા ભયના ખાડમાં, બીક ન જાણું કોય.
૫ કાંકે તું મજ પાસ છે, દૂર નથી કો' વાર,
તુજ સોટી ને લાકડી શાંત કરી દેનાર.
૬ મારૂં ભોજન સિદ્ધ પણ વૈરી સમ્મુખ થાય,
માથે ચોળે તેલ તું, પિયાલો ઉભરાય.
૭ જીવનના દિન સર્વમાં પ્રેમ દયા મજ પાસ;
ઇશ્વર મંદિરમાં સદા હું રાખું મજ વાસ.

## ૩૫૫. *Balone Bachave Isu.*

रागः—' मुक्ति,मुक्ति शुं कहो छो ! '

૧ બાળોને બચાવે ઇસુ મને તારે છે હાલ. મુક્તિ પામો રે?
૨ ઇસુની પાછળ ચાલીશું. તે છે ઘેટાંપાળ. મુક્તિ પામો રે?
૩ ઇસુ કહે તેમ રોજ કરીશું. તજી સઘળાં પાપ. મુક્તિ પામો રે?
૪ જુઠું બોલે, ચોરી કરે તેમનો સેતાન બાપ. મુક્તિ પામો રે?
૫ ખોટી સંગને તજી દઇને ખ્રીસ્તને થાવ અર્પણ. મુકિત પામો રે?
૬ મુકિતદાન તે તરત દેશે; તારે છે સૌ જણ. મુકિત પામો રે?

## ૩૫૬. *Isune Balo vhalan chhe.*

रागः—" मसीह तुं मेरा प्यारा है. "

૧ ઇસુને બાળો વહાલાં છે, સોડમાં લીધાં તેણે;
તેઓપર તે માયાળુ છે, ને ચાહે છે તેમને.

૨ ઇસુને બાળો વહાલાં છે, સાંભળે છે તેમની અર્જ,
જે તેની પ્રાર્થના કરે છે, સારે છે તેમની ગર્જ.
૩ ઇસુને બાળો વહાલાં છે, ભૂખ્યાંને દે છે અન્ન;
ને જેઓ દુઃખીઆરાં છે, તેમન કરે મગન.
૪ ઇસુને બાળો વહાલાં છે, જેઓને લાગે બીક;
તેઓપર તે દયાળુ છે, રહે છે તેમની નજીક;
૫ ઇસુને બાળો વહાલાં છે, જે મુકિત પામે હાલ,
અજવાળામાં તેની સાથે, રહે સ્વર્ગે સદાકાળ.

## ૩૫૭. *Bidi na pio.*

૧ ભાંગ તમાકુ વિષે સાંભળો મારૂં ગીત; બીડી ન પીઓ!
અશુદ્ધ ચીજો છોડો, તે પર પામો જીત; બીડી૦
૨ બીડી બેડી લગાડશે, તમને કરી ગુલામ; બીડી૦
સિગરેટ જુઓ ઝેર છે, લે છે લોકના જાન. બીડી૦
૩ હુકો છે એક મુર્ત્તી તમાકુ તેનો ધુપ; બીડી૦
ચોરીથી જે પીશે તે કદી નહિ રહે ચુપ. બીડી૦
૪ મહોડું ગંધાય, દાંત બગડે, થાએ ખાંસી બહુ, બીડી૦
દેખતાં પીએ, છાના પીએ, ખોવાય શાંતિ સહુ. બીડી૦
૫ હુકો સુકો વ્યસન મુકો, મુકો શકનું કામ, બીડી૦
વચન પાળી, સાફ મન પામી ભજો ઇસુ નામ. બીડી૦
૬ વ્યસનથી ઇસુ તારે છે તેની ગમ કરો; બીડી૦
તે પર વિશ્વાસ લાવી ખરૂં કામ કરો, બીડી૦

## CHILDREN. Part II.
## છોકરાંઓને માટે. ભાગ ૨ જો.

---

### ૩૫૮. *When Mothers of Salem.*

૧ ગામ સાલેમની માઓ ઇસુ પાસ બાળો લાવી;
શિષ્યોએ તેમને કાઢયાં અને મના કીધી;
પણ ખ્રીસ્તે તેમને જોઇને કૃપાથી એવું કહ્યું કે,
"આવવા દેજો બાળકોને મારી પાસે!"

૨ "હું બાળોને લઇને મારે ખોળે બેસાડું,
હું બાળકોનો પાળક છું, મને છે વહાલાં બહુ!
જો તેઓ મને સોંપે મન, તો મજ સાથ રે'શે સ્વર્ગે પણ,
આવવા દેજો બાળકોને મારી પાસે!"

૩ પ્રેમ કેટલો ઇસુનો કે બાળોને બોલાવે,
પણ લાખો હજી રહ્યાં છે તેના વિષે અજાણ;
તેઓ એવું જાણતાં નથી કે ખ્રીસ્તે કહ્યું છે કદી,
"આવવા દેજો બાળકોને મારી પાસે!"

### ૩૫૯. *There is a Friend for little children.*

राग:—खरो द्राक्षवेलो.

૧ એક મિત્ર છે આકાશમાં, સૌ નાનાં છોકરાંનો,
નહિ ફેરફાર થાય તેનામાં, અમર છે પ્રેમ તેનો;
આ જગના મિત્રો બદલાય, પણ ઇસુ બદલાય નહિ,
તેનું નામ છે બહુ પ્રીય, બોલો સૌ તેની જય.

૨ એક સુંદર ઘર છે સ્વર્ગમાં, સૌ નાનાં છોકરાં કાજ.
મહા આનંદ છે તે ઘરમાં, ત્યાં ઇસુનું છે રાજ.
સુખ શાંતી ત્યાં જે મળશે, તેનું વર્ણન નહિ થાય.
સૌ સંતો ભેગા થઇને, હલવાનનો મહીમા ગાય.
૩ એક મુગટ છે આકાશમાં, સૌ બાળકોને કાજ,
જે છોકરાં છે ઇસુનાં, તેઓને મળશે તાજ,
મહિમાનો મુગટ એ છે, બહુ પ્રકાશીત કહેવાય,
ઇસુ પર પ્રેમ કરે છે, તેઓથી તે પહેરાય.
૪ એક સુંદર ગીત છે સ્વર્ગમાં, નાનાં છોકરાંને કાજ,
સીતાર, વીણાના સ્વરમાં, વાજીંત્રોનો અવાજ.
શું તમે છો ઇસુનાં, જો નહિ તો આવો આજ,
તન મન તેને અર્પીને, પામી લો સ્વર્ગી રાજ.

## ૩૬૦. *Gentle Jesus.*

૧ ઇસુ નમ્ર, પ્રીતિવાન, નાના બાળને ધરજે કાન;
મારી ભૂલને માફ કરજે; તારી પાસે આવવા દે.
૨ તારી પાસે આવવું છે, મારો પ્રાણ બચાવવાને;
કૃપા કરી મને લે, તારા રાજમાં જગ્યા દે.
૩ તારો નમુનો ભાળું, તારાં પગલાંમાં ચાલું;
તું છે નમ્ર, લીન, દયાળ; તું પણ હતો નાનો બાળ.
૪ તારા જેવો હું થાઉં; તારા કહ્યામાં રહું;
જેવો તું છે પ્રીતિવાન, તેવું કરજે મારૂં મન.

## ૩૬૧. *Dare to be a Soldier.*

૧ દેવનું કામ કરવાને માટ સદા રાખો ધીર;
ચાલો સ્વર્ગની સીધી વાટ ને થજો સતશૂરવીર.
સિપાઈ થવા હામ ધરી એકલા રહો સ્થિર,
મનથી ખ્રીસ્તનું કામ કરી ને થજો સતશુરવીર.
૨ બે મનવાળા હારે છે વાગે જ્યારે તીર;
પોતાને સંભાળે તે થાયજ નહિ શૂરવીર.
૩ શત્રુઓ તો ઘણા છે, થશો મા દિલગીર;
દેવથી તેઓ હણાશે જો થશો સત્શૂરવીર.
૪ ફોજની ધજા ઉડાવો; હૈડે રાખો હીર;
શત્રુઓને હરાવો; રે થજો સત્શૂરવીર.
૫ દાનિયેલ જેવા સ્થિર રહો, લડજો સટે શિર;
સોને ખ્રીસ્તની વાત કહો; રે થજો સત્શૂરવીર.

## ૩૬૨. *Jai jai Isu Rajane vadhavo.*

(બાળકો અને યરૂશાલેમના શહેરીઓ:—)
જય જય ઈસુ રાજાને વધાવો ! જય જય સિયોન વરરાજા પધારો !
ખજુરી ડાળી, જૈતુનની ઝાડી, વૃક્ષની વાડી, લાવો ઉખાડી,
ફરકાવી, સરકાવી, સૌ પુષ્પો ચઢાવો—જય જય.

( પ્રભુ ઇસુ:— )
૧ સુંદર સિયોનની સર્વોત્તમ સુંદરી,
વરરાજા આવે જો વૈભવ વિસારી;

વછેરે બિરાજી, નમ્ર વૈરાગી,
દિવ્ય પ્રેમ પ્રભાવની લગની લગાડી. જય જય૦
( ફરોશીઓ અને શાસ્ત્રીઓ :— )
૨ રોમન ગરૂડ ઉડે શાલેમ નગર પર,
આ બાળો પોકારે હોસાના હોસાના,
દંભી દુર્ભાષણ, ફિતુરી ફજેતા,
પાસ્ખાના પર્વમાં શા ઢોંગ ધતિંગા ! જય જય૦
( પ્રભુ ઇસુ:— )
૩ બાળોના નૃત્ય ને નાદ સર્વોત્તમ,
ઇસુને અર્પાયાં શું નહિ અત્યુત્તમ ?
પત્થરો પોકારે, જો બાળો ન ગાજે,
હોસાના ! હોસાના ! વિજયી તું થાજે. જય જય૦

## ૩૬૩. *If Jesus Christ was sent.*

૧ જો ઇસુ જન્મ્યો પાપથી બચાવવાને,
તો માંડવું જોઇએ આપણે સૌ પાપ મુકાવવાને.
૨ હું બહુ દુઃખી છું એમ કહેવું બસ નથી,
પણ મનથી છેક બદલાઇ તે બતાવવું ચાલથી.
૩ તમને ગમતી લાગે તે કુટેવ તજી દઈ,
ને ખ્રીસ્તના બળથી સ્થિર રહી તેમ ફરી કરવું નહિ.
૪ પ્રભુ, તું એવું કર, કે જાગૃત રહીએ સૌ,
ને અમો સર્વના હૃદયને તુજ રકતે ધુરાં ધા.

## ૩૬૪. *Jai Jai Jai.*

૧ જય ! જય ! જય ! — ઇસુને જય !
સઘળું સોંપી દઈશું, જગને જીતી લઈશું,
સદા સાચા રહીશું; જય ! જય ! જય !

૨ યુદ્ધ, યુદ્ધ, યુદ્ધ, પાપની વિરૂદ્ધ !
ઝંડા ઝાલી લઇશું, શૂરા સીપાઈ થઇશું,
જીવન રોટલી ખાઈશું; યુદ્ધ. યુદ્ધ, યુદ્ધ.

૩ પ્રેમ, પ્રેમ, પ્રેમ, દેવે કીધો તેમ,
સૌની ઉપર રાખીશું, વૈરી વેરી નાંખીશું,
સ્વર્ગી અમૃત ચાખીશું; પ્રેમ, પ્રેમ, પ્રેમ.

૪ શ્રમ, શ્રમ, શ્રમ, લાવવા ખ્રીસ્તની ગમ,
દરેક દુઃખી પાપીને, તેમને સમજણ આપીને,
તે પર પ્રીતિ રાખીને; શ્રમ, શ્રમ, શ્રમ.

૫ આશ, આશ, આશ, ખ્રીસ્તપર વિશ્વાસ,
વિશ્વાસવડે ચાલીશું, દેવની આજ્ઞા પાળીશું,
સ્વર્ગી અમૃત પામીશું; આશ, આશ, આશ.

## ૩૬૫. *A thousand thousand souls there are.*

૧ લાખો, કરોડો બાળોને, મળ્યું છે મુક્તિદાન;
રે મન તમારાં આશોને, ઇસુ છે પ્રીતિવાન.

આવો, આવોરે મારી સંગ આ સત્ય વાટની માંય,
સ્વર્ગે જતાં થશો ઉમંગ ને સદા આનંદ થાય

૨ ઇસુને ત્યાં છે જગ્યા બહુ, છે જગ્યા સૌને માટ;
જ્યારથી ઇસુનું ખુન વહ્યું, ત્યારથી ખુલ્લી છે વાટ.
૩ હું માનું મારાં પાપને સૌ, આવીને ઇસુ પાસ;
ને કરી ખરો પસ્તાવો, તેપર લાવીશ વિશ્વાસ.
૪ પ્રભુ, તું મારો છે તારનાર, તું સાંભળે છે અરજી;
કરે છે મારો અંગીકાર, પાપ મારાં માફ કરી.

## ૩૬૬. *The Gospel Ship along is sailing.*

૧ મુક્તિનું નાવ આગળ ચાલે છે, સ્વર્ગી દેશમાં લઈ જવા;
તેમાં સૌ ભલે પધારે, આવો હાલ તેમાં બેસવા.

જયજય! જયજય! જયજય! જયજય! બોલે સૌ નૌકા સિપાઇ;
જુઓ, સુંદર સ્વર્ગી બંદર! તે વિશ્વાસથી હાલ દેખાય!

૨ લાખો સ્વર્ગે પહોંચેલાં છે, ભોગવે છે પરમસુખ;
લાખો નાવમાં હાલ ફરે છે, જોવાને ઇસુનું મુખ.
૩ કૃપારૂપી વાયરો વાજે, વેગે મુક્તિ નાવ ચલાવ,
જેઓ તેમાં બેસે આજે, પામશે આત્માનો બચાવ.
૪ આવો! આવો ઇસુ કને! નાવમાં આવી બેસો હાલ;
આનંદ અનંત મળશે તમને, સ્વર્ગે રહીશું સદાકાળ.

**૩૬૭.** *Joyful, joyful, will the meeting be.*

૧ આવો, તારનાર પાસ, વાર કરતા મા,
બાયબલ કે' છે ખાસ ખ્રીસ્ત છે ત્રાતા;
ઇસુ હાજર છે, મુક્તિદાતા; પ્રેમથી કે છે કે "આવ!"
જયજય! બોલો પ્રભુ ઈસુની! સૌને માટે મુક્તિ છે પુરી;
ફરી પસ્તાવો વિશ્વાસ ધરી મુક્તિ મળે છે હાલ.

૨ આવો, તારનાર પાસ, સાંભળો રે સૌ!
હાલ કરો વિશ્વાસ, ઢીલ ન કરો!
ઇસુને માનો; પાપથી ફરો! તમને બોલાવે છે.

૩ આવો, તારનાર પાસ, કરો વિચાર,
આપણું કાજ કેટલું વેઠ્યું તારનાર,
હાલ તે લઇ લેશે સૌ પાપનો ભાર, તેની પાસ આવો રે!

૪ તારનારની પાસે હું આવું છું, તેની પાસે મારાં પાપ લાવું છું;
મનની વાત કહીને બતાવું છું. પ્રભુ, તું સાંભળે છે.

૫ મારે બદલે તું પામ્યો મરણ, તને હું સોંપું અંતઃકરણ;
મારાપર વહે છે લોહીનું ઝરણું, પાપ મારાં ધોવાય છે!

**૩૬૮.** *Try, try, try again.*

૧ તમે જીતતા નથી શું? કોશેષ કરો ફરી. જય પમાડે છે ઇસુ, કોશેષ૦
મનમાં કોઇ ન રાખો વે'મ, તમનેજ થતું નથી એમ,
તમપર ઇસુનો છે પ્રેમ, કોશેષ કરો ફરી.

૨ તમને કંઇ રોકાવે છે, કોશેષ૦ પાપ તમને ફસાવે છે, કો૦
તમે બહાનાં ન કાઢો, પાપને હાલ કબુલ કરો,
મુક્તિ નદીમાં પડો, કોશેષ કરો ફરી.
૩ બહુ વાર કોશેષ કરી હોય, કો૦નિરાશ થશો મા રે કોઇ,કો૦
એમ તો બહુએ હાર્યાં છે, તો પણ ખ્રીસ્તે તાર્યા છે;
સેતાનથી ઉગાર્યાં છે, કોશેષ કરો ફરી.
૪ આશા તમે તજી શું? કોશેષ૦ ધર્મ પાળવા મથી બહુ, કો૦
ઘોર અંધારી જ્યારે રાત, ત્યારે પાસે છે પ્રભાત;
હારશો મા, પણ રાખો છાત, કોશેષ કરો ફરી.

## ૩૬૯. *Holy Bible, Book Divine.*

૧ લેખ પવિત્ર ઇશ્વરદત્ત, મને તારી છે અગત;
તું બતાવે મારૂં મૂળ, મારા ગુણ ને મારી ભૂલ.
૨ જ્યારે ભૂલો પડું હું, ત્યારે પાછો વાળે તું,
મને દોરે ઇસુ પાસ, મુક્તિ માર્ગે લાવે ખાસ.
૩ સંકટ સમય વાંચું તો, તું આપે છે દિલાસો;
ઇશ્વર આત્મા કરે સ્હાય, સેતાન ઉપર આપે જય.
૪ નરક સ્વરગ વિષે તું, જાગ્રત કરે મન મારૂં,
લેખ પવિત્ર, ઇશ્વરદત્ત, મને તારી છે અગત.

## ૩૭૦. *I love The Army.*

હું ચાહું છું ઇસુને, ચાહું છું ફોજની રીત;
આત્મા મને દોરે છે, શાસ્ત્ર પ્રમાણે નીત.
હું ફોજની રીત ચાહું છું, હિંમતથી કરે કામ;
તે કહે તેમ ચાલું છું, ધન છે ઇસુનું નામ.!

ફોજને ચાહું છું (૩) તે પર છે ઘણો પ્રેમ.

હું ફોજની ધુન ચાહું છું, ચાહું છું તેનાં ગીત,
કામ તેનું સદા નવું, મને લાગે ખચિત,
ચાહું છું ફોજની રીતિ, ને સભા બહાર ને માંય;
ચાહું છું ફોજની પ્રીતિ, તે શત્રુઓને ચા'ય.

હું ફોજનો શ્રમ ચાહું છું, ચાહું છું તેનું યુદ્ધ,
ચાહું છું તેનું લડવું, છે અન્યાયની વિરૂદ્ધ;
ચાહું છું સૈન્યવેશને, ચાહું છું ડગલા લાલ,
હું ચાહું છું મુગટને, ને ફોજની સુંદર ઢાલ.

## ૩૭૧. *Tari uttam marzi.*

૧ તારી ઉત્તમ મરજી થજો, ગોઠે તેમ થાય પ્રભુ;
રે મારા મનથી કહેવડાવ સૌ સ્થિતિઓમાં તું,
"તારી ઉત્તમ મરજી."
૨ જ્યારે સંકટ ઘેરે છે ને રસ્તો નહિ દેખાય,
ત્યારે ગાઇશ વિશ્વાસ વડે, આશા રાખી સદાય, તારી૰
૩ પ્રીય મિત્ર મરે તો હું જોઇશ તારી ગમ;
મારી પાસે તું રહે તો નમું તને હરદમ; તારી૰
૪ હે સ્તુતિવાન શુદ્ધાત્મા, સહેવાની શક્તિ દે,
ને દુઃખના મોટા સાગરમાં બચાવી રાખ મને; તારી૰

## ૩૭૨. *Lila bidman suvane lai jae.*

Psa. 23.

પ્રભુ મારો પાળક છે મને ખોટ નહિ પડશે.
ખોટ નહિ પડશે—કશી ખોટ નહિ પડશે.

૧ લીલા બીડમાં સૂવાને લઈ જાય,
દોરી શાંત નદી તીરે લઈ જાય,
તેથી પ્રાણુ મારો તાજો થાય. કશી ખોટ૰
૨ મોત છાયા ખીણે જો જવું પડે,
આત્મા મારો તો તેથી ન ડરે,
કેમકે તું મારી પાસે છે. કશી ખોટ૰

३ તુજ લાકડી ને છડી શાંત કરે છે,
તું વૈરી દેખતાં અન્ન પીરસે છે,
આનંદે વાટકો ઉભરાય છે. કશી ખોટ૦
४ મજ ઉમરના દિવસોમાં બધા,
પ્રેમ અને દયા સંગ રહે સદા,
નિત્ય રહીશ દેવ મંદિરમાં. કશી ખોટ૦

## ३७३. *Prema phare nahi Isuno.*

પણ પ્રેમ ફરે નહિ ઈસુનો, નહિ તે કરમાશે.
१ જો પણ ફુલતણી શોભા, બહુ આજ જણાશે,
તો પણ જોતામાં, કાલે, કરમી સહુ જાશે;
થોડી વાર પછી, જુઓ, તેનો ક્ષય થાશે. પણ૦
२ જોબનકાળ ઘણો દીપે, તાજા બળ સાથે,
સર્વ પ્રસંગે હર્ખ કરે, નહિ દુઃખ લે માથે,
થોડાં વર્ષ પછી બદલે, ગોથાં બહુ ખાતે. પણ૦
३ મિત્રોની પ્રીતિ ખરી, હોશે બહુ વા'લાં;
તોય કદાચ અદૃષ્ટ થશે, દીસે મન ઠાલાં;
સ્નેહ તજી, રાખી શિખે, મોઢાં વિકરાળાં. પણ૦
४ સૃષ્ટિ વિકારે, ફુલ ખરે, ને જોબન જાશે;
ચંદ્ર ઘટે, શુભ સૂર્ય નમે, ને સિંધુ ફરાશે;
મિષ્ટ હવાની આંધી થશે, મિત્રો બદલાશે. પણ૦

## ૩૭૪. *Happy the Home when God is there.*

रागः—" मसीह तु मेरा प्यारा है. "

૧ ધન છે તે ઘરને જેમાં ખ્રીસ્ત સુપ્રીતિ ઉપજાવે;
ત્યાં એક છે ઇચ્છા, પ્રાર્થના નીત કે ઇસુ બચાવે.
૨ ધન છે તે ઘરને જ્યાં સંભળાય સદા ઇસુનું નામ;
જ્યાં બાળો તેની સ્તુતિ ગાય ને કરે તેનું કામ.
૩ ધન છે તે ઘરને જેની માંય નીતનીત થાએ પ્રાર્થના;
જેમાં દરરોજ શાસ્ત્ર વંચાય ને આશીષ દે ત્રાતા.
૪ પ્રભુ, તું એમ કર કે સાને આ પરમસુખ મળે.
તુજમાં હૃદય પરોવીને દોરાવજે દર પળે.

## ૩૭૫. *He Prabhu Sarvashaktiwan.*

Tune:—"Sweet hour of prayer" or 'Sagina.'

૧ હે પ્રભુ સર્વ શક્તિવાન, તું સદા હોજે સ્તુતિમાન,
વાત તારી છે મારો આધાર, તારાપર નાખું મનનો ભાર;
તું અમો સાને દે આશીષ, અમારી પ્રાર્થના છે વિશેષ.
૨ તું આ કુટુંબ કબીલાને, સંપૂર્ણ મુક્તિદાન દે જે,
કે સૌ સંપી કરીએ સેવ, માનીને તને સાચો દેવ;
બીક વીના સાક્ષી આપીએ, ને પાપી તુજ ગમ લાવીએ.

૪ માતા, પીતા, બાળો, બધાં, આ મુક્તિ યુદ્ધ કરે સદા,
જગતથી નિરાળા રહી, સુચાલ ચાલી નમુનો દઈ;
સોપર રાખી તું જેવી પ્રીત, ને તારી પાછળ ચાલે નીત.

## ૩૭૬. *Abide with me.*

૧ મજ સાથે રહે! સાંજ જલદી પડે છે;
અંધારૂં થાય છે, પ્રભુ સાથે રહે!
જ્યારે સહાય બીજાથી નવ મળે,
લાચારના મદદગાર મજ સાથે રહે!

૨ જીવનનો દિન વેગથી જાએ વીતી;
જગતની માયા જણાય છે અમથી;
મોત ને ફેરફાર ચારોગમ દેખાય છે;
હે પ્રભુ અવિકાર, મજ સાથે રહે!

૩ તારી અગત છે મને હરવેળા;
સેતાન કેમ હારે વગર તુજ કૃપા!
તુજ વિના કોણ સદ્ગુરૂ, ત્રાતા છે?
અંધકાર, રપજવાળામાં મજ સાથે રહે!

૪ તું પાસે હોય તો બીક લાગનાર નથી;
દુઃખ હલકું થાય છે, રડવું જાય મટી;
ક્યાં મોતનો ડંખ? કબરની ક્યાં ફતેહ?
જયવાન રહીશ જો તું મજ સાથે રહે.

## ૩૭૭. *Saviour I long to be, nearer to Thee.*

૧ તારનાર, છે ઇચ્છા બહુ, તુજ પાસ રહેવા,
વાત, કામ ને વિચારમાં, શુદ્ધ થવા;
રે, લે મારૂં અંતર, તે પર તું મુદ્રા કર,
સ્વર્ગીય પ્યારથી ભર, કરવા સેવા.
૨ ધીકતી આગ કર મને, હું જ્યાં જઉં ત્યાં,
કે મરતી દુન્યાને, દેખાડું ત્યાં,
તેં પ્રેમે દીધો પ્રાણ, કે બધાં પામે ત્રાણ,
ને માને તારી વાણ, એ છે પ્રાર્થના,
૩ એમ વખત જાય મારો, તુજ સ્તુતિમાં,
તેં મને ન તજ્યો, બળ આપવામાં;
આત્માએ ભરપુર થઈ, પુરણ તારેલો રહી,
ખ્રિસ્તમાં કેવળ હરખાઈ— આગળ ચાલું.

## ૩૭૮. *Jesus, the very Thought of Thee.*

૧ ઇસુ, તારા વિચાર થકી, હર્ષે ભરાય છે ઉર.
પણ તારા મુખને જોવાથી, થશે આનંદ ભરપુર.
૨ હે હર પસ્તાનાર મનની આશા, હે રાંકના હર્ખાવનાર;
પતિત પ્રત્યે કેટલી નર્માશ! શોધકની સહાય કરનાર.
૩ પણ તેનું દાન જે પામે છે, તેનું વર્ણન કેમ થાય?
ઇસુની મહાપ્રીતિ વિષે, પામનારાથીજ સમજાય.
૪ ઇસુ છે પરમાનંદદાતા, છે મજ મિત્ર માયાળ.
ઇસુ, સર્વે શક્તિવાન ત્રાતા, છે આજ ને સદાકાળ.

## ૩૭૯. *How sweet the name of Jesus sounds.*

૧ ઇસુનું નામ કેવું મધુર, સિપાઇને લાગે છે!
તનમનની પીડા થાય છે દૂર, ને બીક સૌ ભાગે છે;
ઇસુ મને વહાલો લાગે!
૨ સમું કરે ઘાયલ હૃદય, શાંત કરે દુઃખી મન,
ને ભૂખ્યા જીવ તેથી ધરાય, ને નબળાં થાય બળવાન.
૩ નામ ઇસુ મારો છે આધાર, ઢાલ મારી ને આશ્રમ;
છે મારો ઠઠ ભરેલ ભંડાર, જે કદી નહિ થાય કમ.
૪ અધુરા છે મારા વિચાર, ને ઠંડો મારો પ્રેમ,
પણ તેને હું જોઉં જે વાર, હું ભજું જોઇએ તેમ.
૫ ત્યાં લગ ફેલાવું તારી પ્રીત, લોક લાવી તારે શર્ણું,
ને આનંદે હું ગાઇશ ગીત, જે વારે આવશે મર્ણું.

## ૩૮૦. *Take the name of Jesus with you.*

૧ ઇસુ નામ સંગ લેતા જજે, હે સૌ દુઃખી ને લાચાર;
તેથી આનંદ ને દિલાસો, તમને મળશે રે અપાર.
પ્રીય નામ! કેવું મીઠ! જગની આશા ને સ્વર્ગાનંદ;
પ્રીય નામ! કેવું મીઠ! જગની આશા ને સ્વર્ગાનંદ.
૨ ઇસુ નામ સાથ રાખજો સદા, દર ફાંદાથી તારશે તે;
નામ લઇ પ્રાર્થના કરજો બધા, જ્યારે પરિક્ષણ આવે.
૩ આહા! પ્રીય નામ ઇસુનું, તેથી મન ઉલ્લાસી થાય;
પાછળ આપણે સૌ ચાલીશુ, હર્ખે તેનાં ગીતો ગાઇ.
૪ ઇસુ નામથી કરી નમન, તેને પગે લાગીશું;
"જય જય! રાજાઓના રાજન," સ્વર્ગી દેશમાં ગાઇશું.

## ૩૮૧. *My God, My Father while I stray.*

૧ હે ઇશ્વર બાપ, હું ભટકું છું, સ્વધામથી દૂર અંધારા માંય,
શિખવ મને કે મનથી કહું તુજ ઇચ્છા થાવ!
૨ જે મને બહુ પ્રીય હશે, તેનો ત્યાગ કરવા તું કહે,
આધીન થાઉં, એ તારૂં છે, તુજ ઇચ્છા થાવ!
૩ જે મિત્ર જીવથી વ્હાલો હોય, તે મોત લગી વિયોગી થાય,
તોય તારે ત્યાં જોઇશ સદાય, તુજ ઇચ્છા થાવ!
૪ જો રોગથી ઉમર ટુંકી થાય, ને મારૂં તન ઘણું પીડાય,
તો પિતા, કરજે મારી સ્હાય, તુજ ઇચ્છા થાવ.
૫ જો મારા નિર્ગત મન મધ્યે, તારો શુદ્ધ આત્મા ઘર કરે,
તો મારી સૌ ચિંતા મટે, તુજ ઇચ્છા થાવ.
૬ મજ ઇચ્છા કર જેવી તારી, ઇચ્છા તારી સાથ મેળવી,
કે સદા કહું ખુશીથી, "તુજ ઇચ્છા થાવ!"

## ૩૮૨. *Nearer my God, to Thee.*

૧ પાસે મજ દેવ, તારી, વધુ પાસે,
થંભ મને ઉઠાવી પાસે લાવે,
તો પણ મન એજ ગાશે, લાવ મને તુજ પાસે,(૨) વધુ પાસે,
૨ જો કે ભૂલો પડું, સુરજ ડુબાય,
ચોફેર થાય અંધારૂં, શીલા સુવાય,
તોપણ સ્વપ્ન મધ્યે, લાવ મને તુજ પાસે (૨) વધુ પાસે.

૩ આકાશનું દર્શન થાય, સ્વર્ગી સીડી,
મન મારૂં શુદ્ધ રખાય, તુજ કૃપાથી,
દુત મને બોલાવશે, આવવાને તુજ પાસે (૨) વધુ પાસે.

૪ અને જાગું જ્યારે, કરૂં ભક્તિ,
દુ:ખ વેઠયાથી ત્યારે, પામું શક્તિ;
એમ સંકટ ને ત્રાસે, લાવ મને તુજ પાસે (૨) વધુ પાસે.

૫ જ્યારે જાઉં ઉડી ગગનની માંય,
ચાંદ, તારાને છોડી, ઉપર ઉડાય
ત્યારે એજ ગવાશે, લાવ મને તુજ પાસે (૨) વધુ પાસે.

## ૩૮૩. *The old Hundredth.*

૧ ઓ જગની સઘળી પ્રજાઓ, ગાતાં ગાતાં દેવ પાસ આવો,
કરો સૌ લોકો જયજયકાર, ને માનો તેનો ઉપકાર.

૨ જાણો કે તે છે આપણો દેવ, સૃજનારની કરવી જોઇએ સેવ,
આપણો ઉત્તમ પાળક તે, ને તેનાં ઘેટાં આપણે.

૩ આભાર માનતાં આવો બધાં, તેની પવિત્ર ભાગળમાં;
ઉપકાર માની નામ તેનું લો, હા, તેના નામને ધન્ય કહો.

૪ કેમકે પરમેશ્વર ઉત્તમ છે, કૃપા તેની સનાતન છે;
સત્યતા કાયમ છે તેની, પેઢી દર પેઢી રહે ટકી.

## ૩૮૪. *O God, our Help in Ages Past.*

૧ હે દેવ, અમારા મદદગાર, આદીથી તું છે ખાસ;
તોફાન મધ્યે બચાવ કરનાર, અમારો કાયમ વાસ.
૨ તુજ રાજ્યાસનની છાયામાં, સલામત રહીશું અમ,
સર્વશક્તિવાન છે હાથ તારા, કરશે નિશ્ચે રક્ષણ.
૩ આ જગની સઘળી પ્રજાઓ, ચિંતા ને શ્રમ સહીત;
ડુબાડે કાળનાં મોજાંઓ, ને રહે નિશાન રહીત.
૪ વિકાળ મહાસાગર જેવો કાળ, પોતાનો વંશ લઇ જાય;
સ્વપ્ન સરખો મટે તત્કાળ, ને ઝટ ભુલી જવાય.
૫ હે દેવ, અમારા મદદગાર, આદીથી તું છે ખાસ,
મોતલગ અમારી સંભાળ કર, ને લાવજે તારી પાસ.

## ૩૮૫. *Art thou Weary.*

૧ શું તને બહુ થાક લાગે છે, ગભરાય મન તારૂં?
મજ પાસ આવ ને શાંતિ મળશે, કહે ઇસુ,
૨ શું તેની કોઇ છે એંધાણી, જેથી ઓળખાય?
હાથે, પાગે, કુંખે લોહી, વહેતું જાય.
૩ શું તેને માથે રાજ મુગટ, દેખાય શોભીતો?
ખરેખર માથે છે મુગટ, કાંટાનો!
૪ જો હું ચાલું તેની પાછળ, મને મળે શું?
આત્મિક લાભ ને સંકટ પુષ્કળ, ને આંસુ.

૫ જો તેને હું વળગી રહું, અંતે શું ઇનામ?
દુઃખને બદલે અનંતજીવન, ને આરામ?
૬ જો હું તેની માગું માફી, કાઢશે ગુસ્સાથી?
જો કે ટળે આભ ને ધરતી, નહિ કદી.
૭ મળતાં, ચાલતાં, ટકતાં, મરતાં, પ્રભુ કરશે હિત?
સંત, પ્રેરિત, પેગંબર બધા, કહે "ખચિત!"

## ૩૮૬. *What a Friend we have in Jesus.*

૧ ઇસુ કેવો છે સુમિત્ર, આપણાં પાપ ઉપાડ્યાં છે,
રાખી શકે છે પવિત્ર, તેને બધું કહીએ;
અરે કેટલી ઇજા થાય છે, કેટલું નુકશાન આપણને,
કેમકે તેની મદદ માટે, જતા નથી ખ્રીસ્ત કને.
૨ શું તને પરીક્ષણ થાય છે, માથે પીડા આવી છે?
ઇસુ મદદ કરવા ચા'ય છે, તે પાસ સુખની ચાવી છે,
એવો બીજો મિત્ર ક્યાં છે, બધાં દુઃખનો ભાગીદાર?
આપણા મનની વાત જાણે છે, તે પર નાખો બધો ભાર.
૩ શું તારામાં શક્તિ નથી? ચિંતાથી સુકાયું તન?
પ્રીય તારનાર આપશે શક્તિ, તે શાંત કરશે તારૂં મન;
સગાં સ્નેહી જો ધિક્કારે, સંભાર કેવળ તેનું નામ,
તે પોતાના હાથમાં ધરશે, મટી જશે દુઃખ તમામ.

## ૩૮૭. *Have faith in God.*

૧ શું તમે કદી નિરાશ ને દુઃખી હશો,
કામ તમારૂં બધું અમથું હોય જાણે?
શું, જે કામ તમારાથી માગવામાં આવે,
જોઇ નક્કી હારશો એવું લાગે છે?

વિશ્વાસ રાખો! થશે પ્રભાત, જો હાલ હશે અંધારી રાત,
દેવ જાણે છે, તજો ચિંતા, વિશ્વાસ રાખો દેવપર સદા.

૨ સૌથી કાળાં વાદળાં ઉદય પહેલાં આવે,
ઈશ્વર જ્યાં છે ત્યાં સદા કાળ રહે છે પ્રકાશ;
ખ્રીસ્તે કહ્યું તેમ તે સદા સંગાથ રહેશે,
વગર તેની ઇચ્છા દુઃખ ન આવે પાસ.

૩ ઈશ્વર શક્તિવાન છે, તમને તારી શકશે,
તમને જયવાન કરશે હર પરિક્ષણુ પર;
ચિંતા, સંદેહ, પાપ ને સંકટ હારી જશે,
જો વિશ્વાસ રાખશો તમે ઈશ્વર ઉપર.

## ૩૮૮. *He leadeth me.*

૧ તે દોરે છે! ધન્ય વિચાર, મને બહુ દિલાસો દેનાર.
હું જ્યાં જાઉં તે સંગ ફરે, ઇસુ તો મને દોરે છે.

તે દોરે છે, તે દોરે છે! તે પોતે મને દોરે છે.
તે વિષે સાચો રહીશ સદાય; કેમકે તે મને દોરે છે.

૨ કોઇવાર તો વાટ અંધારી હોય; કોઈવાર ફુલ ફળની વાડી હોય,
શાંત જળ કને કે આંધીએ; તો પણ તે પોતે દોરે છે.

૩ હે પ્રભુ, તારો હાથ ઝાલું; સંદેહ વગર પાછળ ચાલું;
તું પાપનાં બંધન તોડે છે, ને પોતે મને દોરે છે.
૪ આ જગમાં યુદ્ધ બંધ થાય જ્યારે કૃપાથી મળશે જય ત્યારે.
તું મને કદી નહિ છોડશે; મોત નદી પાર પણ તું દોરશે.

## ૩૮૯. *Glory to Thee, my God, this night.*

૧ ગૌરવ હો ઇશ્વરને આજ રાત, કે દિવસભર રહ્યો મજ સાથ;
હે સૃષ્ટિનાથ, મને સંભાળ, રાખ તુજ પાંખ તળે સર્વકાળ.
૨ તુજ પુત્ર કાજ મને માફ કર, ને મન મારૂં શાંતિથી ભર;
તારો ને સૌનો થાય મેળાપ, ને મને મીઠી નિદ્રા આપ.
૩ એમ વર્તું કે મરણને દ્વાર, જેમ ઉંઘવા તેમ હોઉં તૈયાર;
ને છેલ્લી નિદ્રા એવી થાય, કે અંતકાળે હર્ષે ઉઠાય.
૪ રાત્રે મને ઉંઘ નવ આવે, શુભ વિચાર તું મનમાં લાવે;
કુસ્વપ્નથી મને બચાવ, પગ તળે સેતાનને દબાવ.
૫ સ્તુતિમાન હોજો સરજનહાર, સ્તવો રે તેને સૌ સંસાર;
સ્તવો તેને દેવદૂતો સૌ, ત્રિએક ઇશ્વરની સ્તુતિ હો.

## ૩૯૦. *Lead Kindly Light.*

૧ હે મારા આત્માના સત્ય અજવાળ, તું મને દોર,
ઘર છે બહુ દૂર ને રાત્રિ છે વિકાળ, તું મને દોર,
વાટમાં ચલાવ, હું ભવિષ્ય વિષે,
નથી પુછતો — તું કેવળ પાસે રહે.

૨ એવું મન મારૂં પહેલાં ન હતું, તું મને દોર.
પહેલાં પોતાના મત પર ચાલતો હું, તું મને દોર,
સંસારની માયાથી હું ઠગાયો.
ગર્વી હતો, માફ કરજે હે પ્રભો !
૩ તારા બળથી ચાલું છું આજ સુધી, તું મને દોર,
પાર તું પહોંચાડ આ ઉજડ જંગલથી, તું મને દોર,
જ્યાં સુધી કે પોહ ફાટે આકાશમાં,
ને દૂતો મને મળવા આવે ત્યાં.

## ૩૯૧. *God moves in a mysterious way.*

૧ ઇશ્વરનું કામ તો માર્મિક છે, કરે છે ચમત્કાર
સમુદ્ર પર પગ મૂકે તે, આંધી પર કરે સ્વાર.
૨ તેના વિચાર સાગરની માંય, મધ્યે તેનું ઉંડાણ,
તે ઉત્તમ યોજના કરતો જાય, તેની ઇચ્છા પ્રમાણ.
૩ ઓ ભયભીત સંતો બળવાન થાવ, જે મેઘથી થાય અંધકાર
તે વરસી ભરાવશે તળાવ, ને કરશે ખેત ફળદાર.
૪ ન કરો, પ્રભુ દેવનો ન્યાય, તમો અલ્પ બુદ્ધિથી,
સંતાડે આશીષ દુઃખો માંય, કે લાભ દે પ્રીતિથી.
૫ તેના ઠરાવ પ્રમાણે નિત, વાત બનતી જાએ છે,
અંકુર તો કડવો હોય ખચિત, પણ સુંદર ફુલ થાય છે.
૬ વિશ્વાસ વિનાના ભૂલે છેજ, તે સમજી ન શકે,
ખુલાસો ખ્રીસ્ત કરે પોતે જ, લોક ચાહે તેમ બકે.

## ३९२. *Never mind.*

૧ પરીક્ષણ તમને થાય છે બહુ, ચિંતા નહી.
તમારો આશ્રો છે ઇસુ, ચિંતા નહી.
તેના ઉપર ચિંતા નાખો, વધસ્તંભને ઝાલી રાખો;
એમ જયવાન થયાં છે લાખો, ચિંતા નહી.
૨ તમારાં ઝાડ જો ન ફળે, ચિંતા નહી.
ને ખેતમાં બી બધાં સડે, ચિંતા નહી.
તમારાં ઢોરઢાંક મરી જાય, લોક વચન આપી ફરી જાય;
પ્રભુ જાણે છે; કરશે સ્હાય, ચિંતા નહી.
૩ જો મેણાં મારે પાપી લોક, ચિંતા નહી.
ને જુઠા ભાઇઓ કરે રોક, ચિંતા નહી.
પ્રભુ તમને આપશે શક્તિ, જેણે બચાવ્યા રક્તથી,
કરતા રહેજો ખરી ભક્તિ, ચિંતા નહી;

### Grace before Meat—જમણ પહેલાં.

(*a*) હે પ્રભુ, હાલ તું હાજર થા તું મેમાન હો આ ભોજનમાં;
આ અન્ન પર તારો આશીષ દે ને સદા સાચા રાખ અમને.

### Grace after Meat—જમણ પછી,

(*b*) આ અન્ન કાજ માનીએ ઉપકાર, પ્રેમ તારો અમ પર છે અપાર,
આકાશી રોટલી અમને આપ, ને દૂર કર જગમાંથી સૌ પાપ.

# SPECIAL OCCASIONS.

## પ્રસંગોપાત.

### Christmas I. નાતાલ ૧.

---

**૩૯૩.** *Avyo Swargi Rai amari pas.*

રાગઃ—" आया इसा यार साडे पास "
આવ્યો સ્વર્ગી રાય અમારી પાસ!

૧ સાંભળો દુતો શું ગાતા હશે, કોની ખબર સંભળાવતા હશે,
કેવાં વાજાં વગાડતા હશે, સાદ અવાજ મળીને.
૨ જનમ દેવના પુત્રે લીધો, જગને તારણનો આનંદ દીધો,
સેતાનનો પરાજય તેણે કીધો, માનવી દેહ ધરીને.
૩ તેનું નામ ગાઇ ગાઇને લે છે, પાપીઓને સુસમાચાર દે છે,
મહિમા ઇસુનો કરે છે, વીણાઓ વગાડીને.
૪ ઇસુ બાળને પગે લાગીએ, તેને સેવવા પાપને ત્યાગીએ,
પાપની ઉંઘથી હાલમાં જાગીએ, નવો જન્મ પામીને.

**૩૯૪.** *Anand kariye, Bhaio, Anand kariye.*

રાગઃ—संदेशडो शुभ संदेशडो रे.
આનંદ કરીએ, ભાઇઓ, આનંદ કરીએ.
નાતાલના દિવસે ભાઇઓ, આનંદ કરીએ.

૧ કુંવારી માતા મરિયમને પેટે જનમ્યો છે, ઇસુ રાય—ભાઇઓ.
૨ માગી લોકોએ તારો દીઠો, આવ્યા ગભાણની માંય—ભાઇઓ.
૩ કંચન, બોળ ને લોબાન લઇને ઇસુના દર્શને જાય—ભાઇઓ.

## ૩૯૫. *Jayakari Anandkari Natal.*

रागः—रक्ष भूप ज्योर्जने.

१ જયકારી, આનંદકારી, નાતલ અખિલ વિશ્વમાં,
પ્રતાપી નરેશ બાળ ઇસુ, આવ્યો ભુલોકમાં–જય૦
૨ ગાજી નોબત, ગાજ્યું મંડળ દિવ્ય પ્રભાતમાં;
વાજીંત્ર વાગે, આનંદ વ્યાપે, સકળ સૃષ્ટિમાં–જય૦
૩ ધન્ય દેશ, ધન્ય બેથલેહેમ, ધન્ય દીન મંગળ,
ધન્ય ઇસુ બાળ તુજને, ભજે સૌ મંડળ–જય૦
૪ પવિત્ર બાળરાયને પહેરાવીએ સુંદર તાજ,
સ્તુત્યાર્પણ હૃદય સમ, અર્પીએ જયને આજ–જય૦

## ૩૯૬. *Harkhao Harkhao !*

હરખાઓ હરખાઓ ! છે ખ્રીસ્તનો જન્મ થયો !
હરખાઓ હરખાઓ, રે પૃથ્વીપરના સૌ.

૧ હરખાઓ, હરખાઓ ! છે ખ્રીસ્તનો જન્મ થયો !
હરખાઓ, હરખાઓ ! રે પૃથ્વીપરના સૌ.
આકાશમાં દેવનો મહિમા થાવ, ને પૃથ્વીપર કુશળતા થાવ,
લોકો મધ્યે પ્રસન્નતા થાવ, આવો બધા આનંદ કરો ! હ૦
૨ હરખાઓ, હરખાઓ, ઇમાનુએલ પધાર્યો;
હરખાઓ, હરખાઓ, આનંદથી ગીતો ગાઓ.
છે દેવે દેહધારણ કીધો, ને સૌનો બોજ માથે લીધો;
રે કેવી તેની પ્રિત અપાર કે આપણે કાજ લીધો અવતાર. હ૦

૨ હરખાઓ, હરખાઓ, ન્યાયનો સુરજ ઉગ્યો !
હરખાઓ, હરખાઓ, આવ્યું સત્ય અજવાળ.
તે દુ:ખીઓને સુખ દે છે: કૃપા તેની અચૂક રહે છે;
સૌ બંદીવાન છુટી જશે; સૌ મંદવાડ મટી જશે. હ૦

## ૩૯૭. *Yahuda Deshnun Gamadun re.*

रागः—उत्तर दक्षिणनी वादळीरे.

યહુદા દેશનું ગામડું રે બેથલેમ જેનું નામરે સંદેશો સુણજો.

૧ તેમાં જનમ્યો જગત્ ત્રાતા,
ધર્યું છે ઇસુ નામરે, સંદેશો સુણજો—યહુદા૦
૨ આનંદથી આકાશના દુતો,
ઇસુના ગાએ છે ગાનરે, સંદેશો સુણજો—યહુદા૦
૩ સત્ય વધામણી કે'વાને દુતો,
ફરે છે ગામે ગામરે, સંદેશો સુણજો—યહુદા૦
૪ વાટ જોતા'તા પુર્વના લોકો,
દીઠું તારાનું નિશાનરે, સંદેશો સુણજો—યહુદા૦
૫ આનંદ કરતા આવ્યા બેથલેહેમ,
છે બાળ, લાવ્યાનરે, સંદેશો સુણજો—યહુદા૦
૬ વિશ્વાસ કરી સૌ આવો ઇસુ પાસ,
આપે છે મુક્તિદાનરે, સંદેશો સુણજો—યહુદા૦

### ૩૯૮. *Lagani Lagi re Isuji.*

रागः—जाउं रे सावरांया.

લગની લાગીરે ઇસુજી તારા નામની રે.

૧ થન, થન મન નાચે છે મારૂં, મસીહ નામ મળ્યું એ સારૂં;
કરૂં નહિ પરવા હું આ સંસારની રે—લાગી૦

૨ સત્ય નામ સુણીને તારૂં, મન બન્યું દીવાનું મારૂં;
અજબ પ્રિત મેં દીઠી મારા નાથની રે—લાગી૦

૩ સેતાન રીપુ લોભાવે મુજને, અરજ કરૂં, ઓ ત્રાતા તુજને,
સદા સહાય તું કરજે તારા દાસની રે—લાગી૦

### ૩૯૯. *Anand ghanero ur mahin.*

राग:—मधुर स्वर क्यांथी आवो संमळाय

આનંદ ઘણેરા ઉરમાંય અમોને આનંદ ઘણેરા ઉરમાંય,

૧ અતિ આનંદે પ્રભુ પાય પડીએ, હર્ષ ઘણેરા આજ થાય અ૦

૨ પાળકોને કહી દુતે સુવાર્તા, જનમ્યો ઇસુ રાય. અમોને૦

૩ પુર્વ દિશાએ તારો પ્રકાશ્યો, માગીઓને આનંદ થાય અ૦

૪ પાછળ માગી આગળ તારો, બેથલેહેમ ભણી જાય. અ૦

૫ કંચન બોળ ને લોબાન અર્પિયાં. નાથ વિશ્વ તણાને આજ અ૦

૬ વિશ્વાસ રાખો સર્વ ભાઈ બેનો, પ્રિતેથી મહિમા ગાવ અ૦

## ૪૦૦. *Dhanya ghadi re.*

ઈસુને વધાવો.

૧ ધન્ય ઘડીરે પ્રભુ ઇસુ પધાર્યા, ભાવે ભેટવા જઈએ રે,
૨ નમ્ર ગભાણે પોઢયો મારો વ્હાલો, પાપી કાજે રંક ગણાયો રે.
૩ કંચન ને બોળ માગીઓએ અર્પ્યાં, તન મન ધન અર્પવા ચાલો રે.
૪ કંચન બોળ ને વિધવિધ પુષ્પો, મન મોતીડે વધાવો રે,
૫ ધન્ય એની માત ને ધન્ય એનો પિતા! ધન્ય બેથલેહેમ ગામ રે,
૬ એશીયાખંડ ને પાલેસ્તાઇન દેશ, ત્યાં મારા પ્રભુનો વાસો રે!
૭ આવો, પાપીઓ, તમે મુક્તિ પામવા, અવસર મળ્યો છે ખાસો રે.
૮ વિશ્વાસ કરીને પાપથી ફરો, સફળ થશે જન્મારો રે.

## ૪૦૧. *Chalo, re, chalo.*

ચાલો રે, ચાલો, જોવા જઈએ ઈસુ બાળને
જોવા ઈસુ બાળને, દેવદાન અનંતને. ચાલોરે૦

૧ વંદન કરીએ ત્રાતા ઇસુ બાળનાં;
ત્રાતા ઇસુ બાળનાં, દેવદાન અનંતને. ચાલોરે૦
૨ આગળ તારો ને પાછળ માગી લોકો જાય છે;
માગી લોકો જાય છે, જોવા ઇસુ બાળને. ચાલોરે૦

૩ પ્રીતે કરોને ભક્તિ ઇસુ નાના બાળની;
ઇસુ નાના બાળની, જગના ઉદ્ધારની. ચાલોરે૦

## ૪૦૨. *Chalo Gabhanman Bhalie.*

ચાલો ગભાણમાં ભાળીએ, બાળક હર્ષે રમે છે.
ઓ વારા, કમળ જેવું તેનું મુખ. બાળક૦

૧ વળી વધાવીએ તાળીઓ. બાળક૦
ઓ વિરા, ભાગે મનની ભુખ. બાળક૦
૨ પ્રીતિ ઘણેરી તેહમાં. બાળક૦
ઓ વિરા, છોડયું સ્વર્ગ ધામ. બાળક૦
૩ આવ્યો છે વ્હાલો દેહમાં. બાળક૦
ઓ વિરા, મનમાં રાખી હામ. બાળક૦
૪ આનંદનો આજ દીન છે. બાળક૦
ઓ વીરા, અનાથનો આધાર. બાળક૦

## ૪૦૩. *Prabhatno Prakash jane.*

हरीगीत छंद.

૧ પ્રભાતનો પ્રકાશ જાણે, દીન દીશે દીપતો;
હા, જ્યોત જેવો ઝબકતો, ને સુર્ય જેવો શોભતો.
ઉઠો તમે આનંદ કરો, આ જન્મ દીવસ આવીયો;
રે પ્રીત પાપી પર કરી ઉદ્ધાર સાથે લાવીયો.

૨ રે, ભાણુ જેવો ભુપતી ઉદય થયો છે ભૂતળે;
તે નાથને તો નિર્ખતાંરે, તાપ તનના સહુ ટળે;
ગભાણમાં તે ભાણુ જુઓ જ્યોત જેવો દીપતો,
દાઉદ કેરા શહેરમાં, આનંદ અદકોરે થતો.

૩ સજારીઓને સેવકો, સહુ સાથમાં ત્યાં જાય છે,
ત્યાં પૂર્વ કેરા માગીઓ, લળી લળી ગુણ ગાય છે;
ચાલો જઈએ જોવા જઈએ, સહુ સાથમાં તે નાથને,
આહીરડા ઉમંગથી, ચુંબન કરે છે હાથને.

૪ સહુ કષ્ટનેરે નષ્ટ કરવા, નાથ આવ્યો પ્રીતમાં,
પ્રેમાળને શુદ્ધ પ્યારથી રે રાખો સર્વ ચિત્તમાં;
વધામણી વ્હાલા તણી, પ્રગટ કરો સહુ દેશમાં,
ભુપાળ ભીડો માગશે, આવ્યો છે બાળ વેશમાં.

## ૪૦૪. *Aje janamyo chhe Bal.*

राग:—कुंवर देवकीना कान.

આજે જનમ્યો છે બાળ તેનાં ગાઓ સુગાન,
માતા મરીયમના બાળ આજ મારા મેમાન.

૧ સાખી: મરીયમ કુંવારી પેટ તે આવ્યો થઈને બાળ,
પાપી માનવ તારવા જન્મ લીધો ગભાણ;
આવ્યો છે તે જગમાં આજે પાપી માનવ તારવા કાજે,
અરરરર ખોલી દેજો દિલનાં મકાન—આજે જનમ્યો છે.

૨ સાખી: નવીન તારો ઉગીયો પૂર્વ દિશા માંય,
માગી લોકો ચાલીયા ઇસુ જનમ્યો ત્યાંય;
બેથલેહેમમાં આવી પહોંચ્યા, ઇસુને તે પાયે લાગ્યા,
ખરરરર આવી અર્પ્યું કંચન બોળ લોબાન–આજે૦

૩ સાખી: બેથલેહેમની સીમમાં રહેતા ઘટાંપાળ,
રૂડી રીતે રાખતા ઘેટાંની સંભાળ;
આકાશમાં દુત દેખાયો વધાઈ કહેવા નીચે આવ્યો,
ચરરરર ચમકી ઉઠ્યા જોઇને પ્રકાશ–આજે જનમ્યો૦

૪ સાખી: ઇસુ આવ્યો આકાશથી કરવાને ઉદ્ધાર,
પાપનો પસ્તાવો કરો બાળક નર ને નાર;
તેપર વિશ્વાસ જે કોઈ કરશે પાપ થકી તેઓ તરશે,
ખરરરર ખોલી દેજો દિલનાં મકાન–આજે જનમ્યો૦

## Christmas Part II.
## નાતાલ. ભાગ ૨ જો.

---

**૪૦૫.** *Hark the herald angels sing.*

૧ સુણો દુતોને ગાતા! આજે જન્મ્યો ત્રાતા;
"શાંતિ હોજો પૃથ્વીપર," અમને મળ્યો છે ઇશ્વર.
સર્વે દેશના લોક હરખાઓ, દૂતો સાથે મળી ગાઓ,
ખબર આપો ચારોગમ, થયો છે ખ્રીસ્તનો જનમ.
૨ ખ્રીસ્ત આકાશોનો સ્વામી! ખ્રીસ્ત સનાતન જનત્રાણી!
ઇશ્વરનો ખરો અવતાર, કુંવારીથી જન્મ લેનાર.
ઇશ્વર થયો છે સદેહ, તેને ભજો નિઃસંદેહ,
ઇશ્વર સાથ કરાવવા મેળ, આવ્યો છે ઇમાનુએલ.
૩ જય જય! શાંતિના સરદાર, સુર્ય નેકીના, જયકાર!
જોત, ને જીવનના દાતા, તું છે પાપીનો ત્રાતા!
સ્વર્ગી ગૌરવ મુકીને, મારે વાસ્તે મરવાને,
જન્મ લીધો છે ઇસુ, તેથી મુક્તિ પામ્યો હું.

**૪૦૬.** *Oh, come let us adore Him.*

૧ આવો, વફાદારો, જયાનંદ કરીને,
આવો! રે આવો બેથલેહેમ;
જુઓ, જન્મેલા રાજાને દૂતોના;
રે, આવો તેને ભજીએ, પ્રભુને.

२ દેવથી દેવજ, જોતથી જોતજ,
કુંવારી ઉદરે તે અવતર્યો;
દેવથી જન્મેલો, પેદા નહિ કરેલો;
રે, આવો તેને ભજીએ, પ્રભુને.

૩ જયજયકાર ગાઓ, સમુદાય દૂતોના !
રે ગાઓ, આકાશી રહેવાસીઓ;
પરમ ઉંચામાં હોજો દેવને મહિમા !
રે, આવો તેને ભજીએ, પ્રભુને.

૪ હે પ્રભુ ઇસુ, આજે જન્મેલા,
સર્વકાળ સુધી તને મહિમા થાઓ !
શબ્દ પિતાનો, છે સદેહ તે થએલો,
રે, આવો તેને ભજીએ, પ્રભુને.

## ૪૦૭. *While shepherds watched.*

૧ બેઠેલા હતા પાળકો ઘેટાંને સાચવતાં,
કે પ્રગટ થયો દેવનો દૂત ને પ્રકાશ થયો ત્યાં;
૨ તેઓની બીક જોઇ તેણે કહ્યું કે "બીશો મા,
સુસમાચાર આપું તમને, સર્વ લોકને કાજ જગમાં.
૩ દાઉદના રાજમાન નગરમાં, દાઉદ સંતાનમાંથી;
આજે જન્મ્યો જગત્રાતા, આ તેની નિશાની:-

૪ કે તમે એક ગભાણની માંય જોશો તે સ્વર્ગી બાળ,
લુગડાંમાં લપેટેલો કે જાણે હોય કંગાળ."
૫ દૂત બોલ્યો ને આકાશ મધ્યે સ્વર્ગી સેના દેખાઇ,
મહાસુંદર રાગો કાઢીને આ ગીત ગાતાં સંભળાઇ:
૬ કે "હોજો દેવને મહિમા ને જે પર તે પ્રસન્ન.
એવાંને હોજો કુશળતા, શાંતિ પામે સર્વ જન."

## ૪૦૮. *Gagan madhye duto gae chhe.*

Tune: 'Once in David's, Royal City.'

ગગન મધ્યે દૂતો ગાય છે "હોજો દેવને મહિમા!"
ઘેટાં પાળકો ગભરાય છે, કહ્યું દૂતે "બિહો મા!
અત્યાનંદની વાત કહું, પધાર્યો ઇસુ પ્રભુ!" (૨)

૧ દૂતનાં સુંદર ગાયન સાંભળી પાળકો હરખાયા બહુ,
બેતલેહેમમાં તેને શોધવા ઉઠી દોડતા ગયા સહુ;
વીશીમાં તે બાળ મળ્યો, ગભાણ મધ્યે સુતેલો.
૨ માગીઓએ દીઠો તારો તેથી પામ્યા બહુ પ્રકાશ,
આવ્યો છે જગનો તારનારો એમ તેઓએ જાણ્યું ખાસ,
પાછળ ચાલ્યા વગર વહેમ, ઇસુ મળ્યો બેથલેહેમ.
૩ અમે પણ શોધ્યો છે તેને, શાંતિ સહિત જડયો છે,
પાપનો બોજો લીધો તેણે, તેના રક્તમાં પડયો છે;
અમમાં ઇસુ રહે છે હાલ, શુદ્ધ રહેવાશે સર્વકાળ.
૪ માટે બધા લોકો આવો, સુણો સર્વે તેની વાણ,
કરો પાપનો પસ્તાવો, આખા મનથી શોધો ત્રાણ;
ઇસુપર રાખો વિશ્વાસ, મળશે મુક્તિ ને પ્રકાશ.

## ४०९. *Anand, Anand thai rahyo.*

Tune: "Good King Wenceslas."

આનંદ આનંદ થઈ રહ્યો બેથલેહેમના ગામમાં; (૨)
જગત્રાતા જન્મ્યો દાઊદ રાયના ધામમાં. (૨)

૧ ગગન મધ્યે દૂતો ગાય, કે' સુસમાચારો; (૨)
આખા જગનું તારણ થાય, આવ્યો છે તારનારો. (૨)

૨ માગી લોકે પૂર્વમાં, જોયો તેનો તારો; (૨)
ભક્તિ કરવા આવ્યા ત્યાં, તેમ હરખાય હજારો. (૨)

૩ આખા જગમાં શાંતિ થાય, એ સંદેશો લાવ્યો; (૨)
મને આનંદ કેમ ન થાય? તેણે છે બચાવ્યો. (૨)

૪ જયજય ઈસુ ત્રાતાને! જયજય તેના નામને! (૨)
તારવા આવ્યો આપણને, ધન છે તેના કામને. (૨)

## Easter. ખ્રીસ્તનું પુનરૂત્થાન.

## ૪૧૦. *Isu tarva mate avyo.*

राग:—" मनडे रहेजे रे इसु "

૧ ઇસુ તારવા માટે આવ્યો, લોકોએ થંભે જડાવ્યો.
૨ જો કે સેતાન બહુ રૂઠયો, ત્રીજે દીવસ ઇસુ ઉઠયો.
૩ કબરમાંથી આવ્યો બહાર, મોત પર કીધો જયજયકાર.
૪ પૃથ્વી કાંપી, સિપાઇ જાગ્યા, ભયભીત થઇને શહેરમાં ભાગ્યા.

૫ મરિયમ રડતી રડતી આવી, ક્યાં મૂક્યો છે મારો સ્વામી.
૬ ખ્રીસ્તે કેવળ લીધું નામ, તર્તજ સાદ ઓળખ્યો મરિયામ
૭ મરિયમ, જો તે હું છું પોતે, આજે મેં જીત્યું છે મોતને.
૮ પીતર યોહાનને જઈને કહે, કહ્યા મુજબ ખ્રીસ્ત ઉઠયો છે.
૯ સંભળાવ બધે આ સુવાર્ત્તા, તારવા જીવે છે જગત્રાતા.
૧૦ ખ્રીસ્ત કહે, હું આવીશ ફરી, મારા વચન પુરૂં કરી.
૧૧ વહેલો આવજે, તારણહારા, તેં ઉગાર્યા પ્રાણ અમારા.

## ૪૧૧. *Harkhao Isu uthyo chhe.*

રાગઃ "ईश्वरा ! मी तुज नमितो.

૧ હરખાઓ! ઇસુ છે ઉઠયો! કબરમાંથી તે છે નિકળ્યો!
જય! જય! જય! જય! જય! જય! મરણ પર ઇસુ થયો છે જયવાન!
સદાકાળ જીવે છે, આપે છે મુક્તિદાન, જય! જય! ઈસુની જય!
૨ હરખાઓ! ઇસુ છે ઉઠયો! સેતાન હારીને બહુ રૂઠયો!
હે પ્રભુ, જયવાન સર્વદા, પ્રીતિએ તારે કાજ લડીશ સદા
તારી સંગે પ્રભુ સદાકાળ જીવીશું, મટયું છે મરણનું ભય.
૩ હરખાઓ! ઇસુ છે ઉઠયો! પ્રાણ મારો પાપમાંથી છુટયો
જય! જય! જય! જય! જય! જય! મટી ગયો છે રે સર્વે સંશય!
પાપનાં મૂળ કાપીને, આત્મીક દાન આપીને જયવાન કરે છે સદાય.

## ૪૧૨. *Christ the Lord is risen to-day.*

૧ પ્રભુ ઇસુ આજ ઉઠયો, હાલેલુયા, ગાઓ માનવ ને દુતો, હા૦
હર્ખે કરો જયજયકાર, હાલેલુયા, આકાશમાં ને પૃથ્વી પર, હા૦
૨ ખ્રીસ્ત છે જીવતો અધિરાજ, હા૦ મોતનો ડંખ તો કયાં છે આજ? હા૦
આજ મરણનો કયાં છે જય? હા૦ તે પર ખ્રીસ્ત છે જયવંત રાય! હા૦
૩ પ્રભુ અમને દોરે જયાં, હા૦ તેની પુંઠે જઇશું ત્યાં, હા૦
પાપને આપણે જીતીશું, હા૦ પ્રભુ માટે જીવીશું, હા૦

## ૪૧૩. *Low in the grave He lay.*

૧ કબરમાં જુઓ લાસ, ઇસુ તારનારની,
ઉઠવાનો દિન છે પાસ, મારા પ્રભુ!
ઘોરમાંથી તે ઉઠયો! સેતાન હારીને રડયો!
મોત ઉપર સદાનો પામીને જય,
તે હાલ રાજ કરે મારા મનની માંય!
તે ઉઠયો! તે ઉઠયો! હાલેલુયા, ખ્રીસ્ત ઉઠયો!
૨ ચોકી તે શું કરે ઇસુ તારનારની?
તે શ્રમ તો વ્યર્થ ઠરે. મારા પ્રભુ!
૩ મોતે તો નવ બંધાય ઇસુ તારનારનો!
ઇસુ છે સર્વનો રાય! મારા પ્રભુ!
૪ પાપરૂપી મરણથી, ઇસુ તારનારરે
દે છે પુરી મુક્તિ, મારા પ્રભુ!

## Public Enrollments. દાખલ કરવાની ક્રીયા માટે.

### Adherents. અઢીરંટને માટે.

---

राग:—प्रभु, मने मुक्ति मार्गमां निरय चलावो.

**४१४.** *Men je murtibhakti kidhi.*

૧ મેં જે મૂર્તિભક્તિ કીધી તે છે મારી ભૂલ;
માટે હવે ઇસુ ખ્રીસ્તને કરૂં છું કબૂલ.
૨ ખોટી ચાલથી છેટો રહીશ, ચાલીશ નીતિથીજ,
તજી દારૂ, અફીણ, ગાંજો, બધી કેફી ચીજ,
૩ ફોજની સભામાં આવવાને રોજ કરીશ કોશેષ,
અને ફોજને મદદ આપીશ ખુશીથી હમેશ.
૪ મુક્તિફોજને બહુ ચાહું છું, ખરો તેનો ધર્મ !
મુક્તિ માર્ગ તે બતાવે, ઇસુ ખ્રીસ્તનો મર્મ.
૫ જયજય પ્રભુ ! જયજય ઇસુ ! જયજય ખરો દેવ !
હવેથી હું તનેજ ભજી કરીશ તારી સેવ.

### Soldiers. સિપાઇઓને માટે.

**४१५.** *Suno mari Sakhshi re.* (*Articles of War*).

राग:—"चोपाय." (युद्धनो करार.)

સુણો મારી સાક્ષી રે, સુણો કબુલાત;
ફોજમાં દાખલ થઇને, પાળીશ ખ્રીસ્તની વાત.

૧ ઇશ્વરકૃપાથી મને, મળ્યું મુક્તિદાન;
પિતા પુત્ર આત્માને, હું આપું છું માન.
૨ ઇશ્વર મારો છે પિતા, ઇસુ મારો રાય;
ગુરૂ મારો શુદ્ધ આત્મા, કરે મારી સ્હાય.
૩ ત્રિએક ઇશ્વર મહિમાવાન, તેપર છે સૌ પ્રીત;
સેવા ને આજ્ઞાનું માન, હું તો કરીશ નીત.
૪ ખ્રીસ્તે આ ફોજ મુક્તિને, કીધી છે ઉત્પન્ન;
તેમાં સેવીશ રોજ અને લાવીશ બીજા જન.
૫ ખરો છે તેનો ઉપદેશ, હું માનું છું સહી;
તેને વળગી રહું હમેશ, વિશ્વાસુ થઇ.
૬ આ પવિત્ર યુદ્ધમાં, અર્પીને તન મન;
ફેલાવું હું શુદ્ધતા, આ મુક્તિ પુરણ.
૭ સર્વે કેફી વસ્તુને, સુદ્ધાં અશુદ્ધ કામ,
ગાળો ને જુઠ્ઠાણાંને તજું છું તમામ.
૮ બાળક, સ્ત્રી કે બીજાં કોઇ હોય મજ તાબેદાર;
તેમનો ન કરૂં અન્યાય, તેમનો કરીશ પ્યાર.
૯ સૌને મુક્તિ પમાડવા, હું કરીશ કોશેષ;
માનીશ આ ફોજની આજ્ઞા પહેરીશ સૈન્યવેષ;
૧૦ કાયદા મુજબ અમલદાર, મને આજ્ઞા દે,
તો થઇને મદદગાર, માનીશ ઝટ તેને.

## Self Denial. સ્વનકાર.

**૪૧૬.** *Avo, Sipayo, ne thau madadgar.*

राग:—"पैसानी रोटी, बे पैसानी चा."

૧ આવો, સિપાઇઓ, ને થાવ મદદગાર,
ઇસુને માટે કરો સ્વનકાર;
નમુનો બહુ વાર છે આપ્યો તારનાર,
આવો, સિપાઇઓ, સૌ થાવ મદદગાર.

૨ પંચમાંના મોટા ને આગેવાન સૌ,
બધાંની પાસેથી ઉઘરાવી લો;
આ વાર્ષિક પ્રસંગ છે ખરો ઉમંગ,
ને ટાર્ગેટ મેળવવાને મારો છલંગ.

૩ ફોજના હીતેચ્છુ કરો હરીફાઈ,
દુખિતના લાભમાં દો પૈસો કે પાઈ;
આપો પ્રભુને માન, દો ખુશીથી દાન,
દેશેદેશ મુક્તિ ફોજ બચાવે જાન.

૪ દુખિતને દિલાસો, ગરીબને સ્હાય,
માંદાની સારવાર, કરે છે સદાય;
આ મહામોટી ફોજ, તજીને સૌ મોજ,
પરમાર્થ કરવાને શ્રમ કરે રોજ.

૫ ભણાવે બાળોને ઉદ્યમ વિશેષ,
નુકસાનથી બચાવવા કરે કોશેષ;
માટે મિત્રો દાતાર, સ્હાય કરો આ વાર,
આપો, અપાવો કરો સ્વનકાર.

## ૪૧૭. *Pahad parni vadiman.*

૧ પહાડ પરની વાડીમાં રાત્રે અંધારી,
પાપી કાજ રડતો આખી રાત કહાડી;
પ્રભુ, મને દેજે પ્રીતડીરે તારી.

૨ ઇસુ મારા પ્રભુ તારી સાથે રહું,
માણુસોને તારવાને તારે કાજે લહું;
પ્રભુ, મને દેજે પ્રીતડીરે તારી.

૩ લોહી જેવાં ટપકાં કપાળેથી પડીયાં,
કોણુથી કહેવાય રે; પ્રભુ દુઃખ તારા;
પ્રભુ, મને દેજે પ્રીતડી રે તારી.

## ૪૧૮. *Sau Loko sambhlo, avyo Swanakar.*

૧ સૌ લોકો સાંભળો, આવ્યો સ્વનકાર,
મુક્તિફોજને ખરી મદદ આપવા થાવ તૈયાર;
એક ટંક ઓછી ખાજો કે બીજાને મળે,
ને બચે તેનો દામ અર્પો પ્રભુને.

મુકો ચા ને શકર, મુકો બીડી પાન;
સિનિમા ને નાટક મુકી દો પ્રભુને દાન;
પોતાનો કરો નકાર, જેમ ઇસુએ કીધો છે,
ને બચે તેનો દામ અર્પો પ્રભુને.

૨ તજી દો તમાકુ, તજી દો વ્યસન,
કરો ધરમાદા કે ભૂખ્યાને મળે અન્ન;
ચલાવો જુનાં કપડાં રે થીગડાં મારીને,
ને બચે તેનો દામ અર્પો પ્રભુને.

૩ સૌ લાવો દશાંશ કે આવકમાંનો ભાગ,
એકુ બે હપતા સુધી કરો ઘી ને ગોળનો ત્યાગ;
વધુ મહેનત કરી કમાવો પૈસા બે,
ને બચે તે સૌ અર્પી દો પ્રભુને.
૪ જ્યારે ખેતર ખેડો ને પાકી જાય અનાજ,
ત્યારે એકાદ ગુંઠાને રાખો પ્રભુ કાજ;
તે જોઇને પરમેશ્વર તો આશીર્વાદ દેશે,
જે ઉપજે તેનો દામ અર્પો પ્રભુને.

## Farewell. વિદાયગિરી.

### ૪૧૯. *Hail sweetest, dearest tie.*

Tune:—Auld lang syne.

૧ ત્રિધન્ય છે આ પ્રેમ બંધન અમને કરાવનાર એક
ને ધન્ય તે આશાને પણ સંપ કરાવનાર એકમેક
ત્રિધન્ય છે તે આશાને આપી જે ઇસુએ.
વર્ષો વીતે તો પણ અમે મળીશું સ્વર્ગ મધ્યે.
૨ જો ટહાડ વાએ તો તેમાં શું? છો થાએ ખુબ તોફા
છો તાપ પડે! સૌ મળીશું ઇસુ પાસે, આસમ
૩ નહાસી જશે વિશ્વાસ ને દુ:ખ વેગળી થશે ચિં
અમર પ્રીતિ ને પૂર્ણ સુખ પામીશું ત્યાં સ

### ૪૨૦. *God be with you till we meet again.*

૧ ઇશ્વર સંગ તમારી રહેજો રે!
વાટ દેખાડી મજબુત કરો, તેના ઘેટાં સાથ સંભાળો,
ઇશ્વર સંગ તમારી રહેજોરે!

ફરી મળીશું! ફરી મળીશું! ઇશ્વર સંગ તમારી રહેજો રે!

૨ ઇશ્વર સંગ તમારી રહેજોરે!
તેની પાંખની તળે રાખો, તેનું અમૃત તમે ચાખો; ઇશ્વર૦
૩ ઇશ્વર સંગ તમારી રહેજોરે!
સંકટ ચોફેર ઘેરે જ્યારે તમને સોડમાં ધરે ત્યારે; ઇશ્વર૦
૪ ઇશ્વર સંગ તમારી રહેજોરે!
તમપર પ્રેમની ધજા ઉડો, બળ મરણ નદીનું તોડો; ઇશ્વર૦

## Harvest. કાપણી.

### ૪૨૧. *What shall the Harvest be?*

૧ વાવિયાં બી નિત દિન થતાં, વાવિયાં બી મધ્યાન્હ થતાં
વાવિયાં બી સંધ્યાકાળે, વાવિયાં બી ઘોર અંધકારે
રે ફસલ કેવી થશે? રે ફસલ કેવી થશે?
વાવિયાં રાત્રિએ કે દીવસે, વાવિયાં બળ વિના કે શક્તિએ;
કાપીએ આ લોક કે પરલોક મધે, ફસલ નિશ્ચે, હા, ફસલ નિશ્ચે થશે!
૨ વાવિયાં બી વાટની કોરે, વાવિયાં બી પત્થરો પરે
વાવિયાં બી કાંટાની મહીં, વાવિયાં બી તે ફળશે જહીં રે
૩ વાવિયાં બી તણાં દુઃખી મન, વાવિયાં બી તણાં પાગલપણુ
વાવિયાં બી તણાં બહુ લાજ, વાવિયાં બી જવા નરક માંજ રે
૪ વાવતાં બી બહુ દુઃખ લાગે, વાવતાં બી કાંટા વાગે
વાવતાં બી રાખી વિશ્વાસ, ફસલે પૂરણ થશે આશ, રે

## Wedding. I. લગ્ન. ૧.

## ૪૨૨. *Rachi, Deva, Ten Dunia.*

रागः—भुजंगी.

૧ રચી, દેવ તેં દુનિયાં ખૂબ સારી,
નિહાળી વખાણું તને વારવારી;
કર્યું માનવી, દેવ તેં ધૂળમાંથી,
ધર્યો શ્વાસ પોતાતણો મૂખમાંથી.

૨ બધી ચીજથી માનવી શ્રેષ્ઠ કીધું,
અને આત્મા, જ્ઞાન, વિવેક દીધું;
ન'તી પાસ બેલું લીધું માસ તેનું,
કરી નાર આપી 'હવા' નામ તેનું.

૩ નિહાળી પછી આદમે આંખ ધારી,
ભલા માંસ મારૂં થઇ મૂજ નારી;
થયા તે બન્નેના વીવા દેવ હાથે,
સુખી બહુ થયાં દેવથી સર્વ વાતે.

૪ વિવા જે કરે શાસ્ત્રની રીત જાણી,
રહે દેવની તે ઘરે મે'રબાની;
સુખી જો થવા ધારશો લગ્નવાદી,
રહો પ્રેમમાં તો થશે દૂર વ્યાધી.

## ४२३. *Khara dilthi Devno.*

रागः—भुजंगी.

૧ ખરા દીલથી દેવનો પ્રેમ રાખો,
અને એક બીજાતણું હીત તાકો;
અને વો ધણીને ખરૂં માન દેવું,
કરારો પ્રમાણે કહ્યામાંજ રે'વું.
૨ ધણી એમ વોનો ખરો પ્રેમ રાખો,
અને અંગ પોતાતણું એમ તાકો,
નહિં દ્વેષ પોતાતણો કો ન કીધો,
ઇસુ મંડળી કારણે જીવ દીધો.
૩ બધાં આપણે ખ્રીસ્તનાં અંગ જાણો,
અને શીર તે આપણો ઇષ્ટ માનો,
મૂકી માનવી માત ને તાત કોરે,
વહુ સાથ રે'શે લગી જાય ઘોરે.
૪ ઇસુ મંડળીનું ખરૂં શીર જાણો;
વહુઓ તમારા ધણી શીર માનો.
હવે ઐં તમે જે કરો છો કરારો,
સદા પાળવા, કોલ આપો તમારો.
૫ વિચારો હૃદે કે'ણુ માનો અમારૂં,
ભલું તો થશે ખ્રીસ્તથી બૈ તમારૂં.
તમારા જીવો છે વિના નીર સૂકા,
તમારા જીવો છે વિના ભક્ષ ભૂખા.

## ૪૨૪. *Anand karo re badhan a suprasange.*

રાગઃ—મિશ્રો, ટાણું આવ્યું.

૧ આનંદ કરો રે બધાં આ સુપ્રસંગે,
લગ્નની પવિત્ર વિધી, તેને ઇશ્વરે કીધી,
વધે નીતિ ને પ્રીતિ આ રીતિ થકી.
૨ બન્ને મુક્તિ પામેલાં હોવાં તો જોઇએ.
એકમેકની પ્રીતિ કરનારાં, પાળીને ધર્મના ધારા,
થઈ પ્રભુનાં પ્યારાં દેવની કૃપાથી.
૩ ઘરમાં સુચાલ ચાલીને શુભ નમુનો દે,
પ્રાર્થના કરે એકાન્તે, શાસ્ત્ર વાંચી નિરાન્તે,
તજી મનમાંની ભ્રાંતિ વિશ્વાસ રાખી.
૪ જેવી ખ્રીસ્તે મંડળીને તેવી પ્રિત કરે.
ઇશ્વરને માથે રાખીને, ખરી સાક્ષી આપીને,
ખ્રીસ્ત કાજ દુઃખો સાંખીને સુભક્તિ કરવી.

## ૪૨૫. *Ek shubha divas ave chhe.*

રાગઃ—ચોપાઈ.

૧ એક શુભ દીવસ આવે છે, તે નથી બહુ દૂર;
સૌનો સરદાર આવશે, આનંદ થશે પૂર.
૨ હલવાનના લગનમાં, સૌ લોક નહોતરાય;
સર્વ દેશોની પ્રજા, તે પળ હાજર થાય.
દૂતો ગાશે પ્રીતમાં, મીઠા, સુંદર રાગ;
તે મધુર સંગીતમાં, સંતો લેશે ભાગ.

૪ ઉજળાં વસ્ત્ર પે'રીને, કન્યા શોભાયમાન,
પ્રોજની આગળ ચાલીને, સુંદર ગાશે ગાન.
૫ લગ્નભોજનમાં બેસે, બચેલા પાપી;
પ્રેમથી એવી વિધીને, ઇસુએ સ્થાપી.
૬ જે કોઇ મુક્તિ પામી લે, અને રહેશે સ્થિર,
તેમને પ્રભુ ન્હોતરે, માટે થાવ શૂરવીર.

## Wedding. II લગ્ન ૨.

**૪૨૬.** *Lord, we ask Thy richest blessing.*

૧ આશીર્વાદ દે, પ્રભુ ઇસુ, વર કન્યાને આ પળે,
યુદ્ધમાં તેમને રાખ વિશ્વાસુ, હિંમત આપજે તુજ બળે,
જીતવા બળવાન, કે સન્માર્ગથી નહિ વળે.
૨ કન્યાને દે આશિષ મોટી, અને પુષ્કળ આપ કૃપા,
વૃદ્ધિ, બળ, ને તનદુરસ્તી, જયવાન કરજે આ યુદ્ધમાં,
કલ્યાણ કરજે, જગને પમાડવા શુદ્ધતા.
૩ વરને દે આશીર્વાદ તારો, વહુ પ્રત્યે વિશ્વાસુ રાખ,
વધે બન્નેનો સુધારો, તેમનો પ્રેમ કરજે અથાક,
લોકને તારવા તુજ ગમ લાવે લાખો લાખ.
૪ આશીર્વાદ દે આ લગ્નપર, તું અમારો થા મહેમાન.
અમે ચાલી તારી પાછળ, ભેગા થઇએ સ્વર્ગમાં,
પામી આનંદ, અપાર, અનંત, સનાતન.

## ૪૨૭. *Re Kana gamman dhumdhamman.*

Tune:' The Jolly Coppersmith'

૧ રે કાના ગામમાં ધુમધામમાં લગન થયું શુભ,
ને સગાં વ્હાલાં ભેગાં થઇ હરખાયાં ખૂબ;
ત્યાં ઇસુ તથા તેની માતા હાજર પણ થયાં,
શિષ્યો સાથે વરકન્યાને આપવી ધન્યતા.

પ્રભુ, વરકન્યાને દેજે આશીર્વાદ?
આવો, આવો, બધા લોકો કરો હર્ષનાદ;
આ લગનમાં ઇસુ પોતે છે મ્હેમાન,
જેટલાં ચાય તેઓ અહિં પામી શકે મુક્તિદાન.

૨ આ કાના ગામનાં વરકન્યાનાં કોણ જાણે છે નામ;
પણ દ્રાક્ષરસ ખૂટી ગયો ત્યારે બોલી મરિયામ:
" રે દિકરા, રસ તો ખુટી ગયો કરજે તું ઉપાય; "
ને દાસોને તે કે' છે કે, "તમે ! પણ કરો સ્હાય."

૩ રે ધન્ય છે તે વરકન્યાને ધન્ય છે લગન!
કેમકે પ્રભુ તો પોતે તેપર થયો 'તો પ્રસન્ન;
ને આ લગન પણ એવું થાય કે જગને તારવા કાજ,
આ વરકન્યાને આશીર્વાદ ને આનંદ મળે આજ.

## Promotion to Glory. સ્વર્ગવાસ.

## ૪૨૮. *Heaven is a beautiful city.*

૧ આકાશ છે એક સુંદર નગર, છે દેવ પોતે તેનું અજવા
ત્યાં સૌ રહે છે દુ:ખ પામ્યા વગર, ને આનંદ કરે છે સર્વકા

હું જાઉં છું હું જાઉં છું ઇસુને જોવા.

૨ ત્યાં ફરી મરણુ નથી થનાર, ત્યાં શોક અને વિલાપ નહિ થાય;
ત્યાં ઇસુ છે પોતે રાજ કરનાર, ત્યાં દેવની સ્તુતિ બધા ગાય.
૩ તે નગરનો દરેક રહેવાસી, લડયો ઇસુ કાજ જગતમાં;
પણ હાલ પહેરી મુગટ આકાશી, વગાડે છે વીણા સદા.
૪ ઇસુએ બચાવેલાં સગાં, માતપિતા, છોકરાં કે ભાઈ બેન
કરશે આવકાર સત્કાર તે શહેરમાં, વિજોગી નહિ થશે કો દિન.

## ૪૨૯. *Roll on dark stream.*

बीजो राग:—"प्रभु ईसु दयावंत"

૧ હે મારા જીવનના પ્રભુ, હું મોત લગ તને વખાણું;
હું મારૂં ગીત માંડીશ પ્રભાત, ને તને સ્તવીશ દિવસ રાત.

વહેતી જજે! (૨) હે કાળી મૃત્યુ નદી,
તારી બીકની ચિંતા નથી, ત્રાતા છે પાસ!

૨ જો મારા મનમાં ચિંતા થાય, ને દુઃખે હૃદય ધડકાય;
હું તારી પ્રીતને સંભારી, ગાતો જઇશ તારી સ્તુતિ.
૩ ને મારૂં મોત જ્યારે આવશે, જો મારાથી નહિ બોલાશે;
તો પણ હું દેવમાં હરખાઈશ, ને ચહેરાથી તે જણાવીશ.

## ૪૩૦. *Nearer my Home.*

૧ મન મારામાં વિચાર આવે છે વારંવાર,
કે મોતનો કાળ ક્યારે આવશે કે જોઉં મજ તારનાર!

ઇસુની પાસે, (૨) આજ તો કાલના કરતાં હું ઇસુની પાસે.

૨ બાપના ઘરની પાસે, જ્યાં મુકામ છે તૈયાર;
ને મહારાજ્યાસનની પાસે, જ્યાં ઇસુ છે બેસનાર.

૩ જીવનની તેડની પાસે, જ્યાં સઘળું યુદ્ધ બંધ થાય;
હું આ જગને મુકી જઇશ, રહેવા સ્વર્ગની માંય.

## ૪૩૧. *Above the waves of earthly strife.*

૧ જગ ઉપરથી ઉઠાડી મન, આકાશમાં એકઠું કરૂં ધન,
ને ઇસુપર લગાડું ધ્યાન, મારૂં ઘર છે ત્યાં, મારૂં ઘર છે ત્યાં.
મારૂં શોભીતું ઘર, મારૂં શોભીતું ઘર, જ્યાં ઈસુ છે બેસનાર રાજ્યાસન ઉપર,
ને દુત જયવાન ગાએ છે ગાન; મારૂં ઘર છે ત્યાં, મારૂં ઘર છે ત્યાં.
૨ જ્યાં ચાલે છે જીવતા ઝરો, ને વસે જયવાન શૂરવીરો,
ને સૌ આપે છે દેવને માન, મારૂં ઘર છે ત્યાં,મારૂં ઘર છે ત્યાં.
૩ સંદેહ ને શોક ને દુઃખથી દુર, જ્યાં સદાકાળ છે સુખ ભરપુર;
ને રળીઆમણું છે સ્થાન, મારૂં ઘર છે ત્યાં, મારૂં ઘર છે ત્યાં.

## ૪૩૨. *Jai jai ! Isu Namni !*

જયજય ઈસુ નામની ! જય તારનાર !
તારા રૂધીરે તેં અમોને તાર્યા; જયજય૦
૧ આકાશમાં દેવનો મોટો દરબાર, તેમાં છે બાળકો લાખો હજાર,
માફી પામેલાંને પવિત્ર રહેનાર, જયજય ! તેઓ ગાએ છે જય તારનાર
૨ રે કેમ કરી તેઓ સ્વર્ગે આવ્યાં ? રે શી રીતે તેઓ તે સુખ પામ્યાં?
શાંતિને પ્રીતિનો કોણ છે દાતાર? જયજય! તેઓ ગાએ છે,જય તારનાર.
૩ રે ઈસુએ તારવાને મૂકયો આનંદ ને દેહ ધરી આવીયો ઉચકયો થંભ
સર્વેનાં પાપનો તેણે લીધો ભાર; જયજય !તેઓ ગાય છે,જય તારનાર
૪ એ બાળકો વેળાસર માફી માગી ને ઈસુ ગમ ફરિયાં પાપ ત્યાગી
હાલ તેઓ પામિયાં આનંદ અપાર; જયજય! તેઓ ગાય છે,જય તાર૦

# *EXTRA CHORUSES.*

## વધારેની ટેકો.

૧ *A wonderful Saviour is Jesus.*

એક અચરતી તારનાર છે ઇસુ । આત્માને તે શુદ્ધ કરે છે ।
એક અચરતી તારનાર છે ઇસુ । અજમાવી મેં શક્તિ તેની ॥

૨ *Akashala yala kai.*

આકાશમાં ચાલું છું (૨) । પુરી મુક્તિ પામીને (૨) ।
માટે તમે પણ સઘળાં પાપ તજી । ને સ્વર્ગમાં ચાલોરે (૨) ॥

૩ *All the way to Calvary.*

કાલવરી લગ તે ગયો મારે લીધે । મારે લીધે (૨) । પાપથી તારવા મને ॥
રે હતાં મારા ઘણાં ઘણાં પાપ । પણ મને માફ કરી તેણે સૌ લઈ લીધાં ॥

૪ *All my life is at Thy service.*

તને સોંપ્યો સર્વ જન્મારો । દુઃખમાં માનું છું આનંદ ।
કરવા, ખમવા, હું છું તારો । બાકી સર્વે છે નાપસંદ ॥

૫ *Anand chhe, mane anand chhe.*

આનંદ છે, મને આનંદ છે । ખરો આનંદ છે, બહુ આનંદ છે ॥

૬ *Apostles of Fire.*

આગી પ્રેરિતો ( ૨ ) । તું અમને બનાવજે આગી પ્રેરિતો ॥

૭ *At the Cross there's room.*

વધસ્તંભ પાસ જગ્યા છે (૨) । ઇસુ તારવા છે તૈયાર, વધસ્તંભ પાસે ॥

૮ *At the end of our journey wear a crown.*
જ્યારે યુદ્ધ બંધ થશે। મુગટ પામીશું (૩)। નવા યરૂસાલેમમાં।
પામીશું(૪) જ્યારે યુદ્ધ બંધ થશે।મુગટ પામીશું।નવા યરૂસાલેમમાં॥
મોત નદીની પારે। પ્રભુ ઈસુની પાસે।
મોત નદીની પારે। અમે મુગટ પામીશું॥

૯ *Breathe upon me, even me.*
ત્રાતા, શ્વાસ નાંખ મારાપર। મને પ્રેમમાં પુર્ણ કર।
દયાથી શ્વાસ નાંખ મારાપર। તારે કાજ કરજે તૈયાર॥

૧૦ *Calvary's stream is flowing.*
મુક્તિ નદી વહે છે। મુક્તિ નદી વહે છે॥
હમણાં, હાં। સૌ પાપ ધોવા। મુક્તિ નદી વહે છે॥

૧૧ *Come in, my Lord, come in.*
મહી આવ, પ્રભુ, મહી આવ। મન મારામાં પધાર।
તું મારા મન પર રાજ્ય કર। ને સર્વ પાપથી તાર॥
મહી આવ (૨)। ને સર્વ પાપથી તાર॥

૧૨ *Come with thy sin.*
પાપ સુદ્ધાં આવ (૨)। ઈસુ તેડે છે। પાપ સુદ્ધાં આવ॥

૧૩ *Coming to Thee.*
તારી પાસે, (૨) હું છું તારી પાસે આવનાર।
મારા મનને ધોવા, હીમના સરખો હોવા તારી પાસે,ત્રાતા,છું આવનાર॥

૧૪ *Coming this way.*
આવે છે રે, હા। આવે છે રે। એક ભારે જાગૃતિ। આવે છે રે॥
વિશ્વાસથી પ્રાર્થના કરતા રહો। કે ભારે જાગૃતિ આ ગમ આવે॥

૧૫ *Dear Jesus is the One I love.*

પ્રીય ઇસુ મારો છે પ્રીતમ । મારે કાજ તેણે મોત સહ્યું ।
રક્ત તેનું સાફ કરે છે મન । ધન છે? તને મારા પ્રભુ ॥

૧૬ *Dil man chhe Isu.*

દિલમાં છે ઈસુ । તે આપે છે અજવાળ ।
તેની સારી સેવા આપણે કરીએ સદાકાળ ॥

૧૭ *Don't stop praying.*

પ્રાર્થના કરતાં રે થાકશોમા । દેવ છે પાસે, કરો પ્રાર્થના ।
ખ્રીસ્તનાં વચન સૌ સત્ય છે । કરો પ્રાર્થના, ઉત્તર દેશે ॥

૧૮ *Don't turn Him away.*

કાઢી ન મૂક(૨) । અંતરમાં ફરી તે આવ્યો છે । તું ભૂલ્યો તેમછતાં ।
તેની કેટલી જરૂર પડશે । તે મહા ઈન્સાફના રોજ ॥
એ માટે તારનારને પાછો ન કાઢ । કાઢી ન મૂક ।

૧૯ *Down at the Saviour's feet*

ખ્રીસ્તના પાયાસને । ત્યાં પ્રેમરસ પૂર્ણ મળે છે;
મન હલકુ થાએ । અંધકાર જાએ । ખ્રીસ્તના પાયાસને ॥

૨૦ *Enter, enter right into my heart, Lord.*

પધાર (૨) । મારા મનમાં, પ્રભુ; પધાર હાલ, (૨) ।

૨૧ *Except I am moved with compassion.*

જો મજ મનમાં ન હોએ કરૂણા । તો તુજ આત્મા કેમ રહે મારામાં ।
વાત ને કૃત્યામાં । જ્વળિત પ્રેમની છે જરૂર । તે મળશે મને તારામાં ॥

૨૨ *Fighting, fighting on the Narrow Way.*

લડતાં (૨) ચાલીએ અમે ।
છે રસ્તો તંગ ને કઠણ જંગ । પણ જીતીશું અમે ॥ ૨ ॥

૨૩ *Flowing, flowing*

વહે છે,(૨)ખ્રીસ્તનું લોહી વહે છે। વહે છે,સદા વહે છે,પાપને ધોવા કાજ.

૨૪ *Following Jesus ever day by day.*

ઇસુની પાછળ રોજરોજ ચાલું છું । ઇજા નહિ થાય જો પાસ હોય ઇસુ ॥
રાત્રે ને દિવસે ગોઠે તેમ થાય । સૌથી છે વ્હાલો ઇસુ મારો રાય ॥

૨૫ *For I'm washed.*

સાફ થયું મન ઇસુના લોહીથી । મને હમણાં ઘણો આનંદ છે ।
કે પાસે છે ઇસુ, ને એજ છે સદ્ગુરૂ । એ માટે હરખાઉં છું રાત દહાડે ॥

૨૬ *Forward Soldiers.*

આગળ ચાલો, સિપાઈઓ યુદ્ધમાં । વૈરી સાથે કરવાને લડાઈ ।
જય પામીશું કેમકે સૌ છીએ। હિમ્મતવાન સિપાઈઓ મુક્તિફોજની માંય

૨૭ *Fully trusting in the battle's fray.*

પુરો વિશ્વાસ લડાઇની માંય । પુરો વિશ્વાસ ઇસુપર સદાય ।
પુરા વિશ્વાસથી પામીશું જય । કેવળ ઇસુપર વિશ્વાસ ॥

૨૮ *Gird on the Armour.*

હથીઆર સજીને યુદ્ધ કરવા ધાઓ । નિશ્ચય કરીને જીતનારા થાઓ ।
ત્યારે જાણશે શત્રુ સૌ । તમે ગમે ત્યાં હશો । કે તમે ઇસુના સિપાઈ છો ॥

૨૯ *Give Thy power to me*

તારી શક્તિ આપજે । (૨) ખમવાને, લડવાને, મરવાને કાજ ।
તારી શક્તિ આપજે ॥

૩૦ *Glory, glory Hallelujah I have given.*

ધન છે? (૨) હાલેલુયા । મેં તો બધું સોંપ્યું છે ।
પામેલો છું પુરી મુક્તિ । તેના પુનવડે ॥

૩૧ *God is near thee.*

દેવ પાસે છે । તેને કહી દે । તારાં દુઃખની વાત સાંભળશે ।
દેવ પાસે છે । પ્રેમ કરીને । તારો અંગીકાર કરશે ॥

૩૨ *God will take care of you.*

દેવ સંભાળશે તમને । દરેક દહાડે, આખી વાટે ।
તે સંભાળશે તમને । દેવ સંભાળશે તમને ॥

૩૩ *Gone is my burden.*

બોજો નથી તેણે લઇ લીધો છે । મજ આંધળાને દેખતો કીધો છે ।
આનંદ ભરપુર ઇસુએ કીધો છે । હું હર્ખે ને આનંદ કરૂં છું ॥

૩૪ *Grace abounding, abounding for me.*

કૃપા પૂષ્કળ છે મારે કાજ । કૃપા પૂષ્કળ મજ કાજ । ઇશ્વરના પૂસ્તકમાં
આ વચન મજ કાજ । કે કૃપા પૂષ્કળ છે તારે કાજ ।
કૃપા પૂષ્કળ છે મારે કાજ । કૃપા પૂષ્કળ મજ કાજ ।
જ્યાં પાપો વધ હોય । ત્યાં મળશે બહુ તોય । કૃપા પૂષ્કળ મજ કાજ ॥

૩૫ *Ha, Ha, Hallelujah! Ha.*

હા,(૨)હાલેલુયા હા ।(૩)હા હા,હાલેલુયા હા । મારો ઘણો છે આનંદ ॥
હાલેલુયા ! મારો ઘણો છે આનંદ । મારાં પાપ ઇસુએ લઈ લીધાં ।
લઈ લીધાં(૨)મારાં પાપ ઇસુએ લઈ લીધાં । મારો ઘણો છે આનંદ ॥

૩૬ *Hallelujah 'tis done.*

હાલેલુયા થયું છે । પાપ મારૂં ગયું છે ।
વિશ્વાસથી તાર્યો છે । મને ઇસુએ (૨) ॥

૩૭ *He called me out of darkness.*

અંધકારમાંથી તે લાવ્યો રોશ્નીમાં । અંધકારથી રોશ્નીમાં ।
અંધકારમાંથી તે લાવ્યો રોશ્નીમાં । ઇશ્વરની રોશ્નીમાં ॥

૩૮ *He is a mighty Saviour.*

બળવાન છે મારો ત્રાતા (૩) તારી શકશે તમને ॥

૩૯ *He lives I know He lives.*

જીવે છે, તે જીવે છે (૨) । તારણહારો મારો જીવે છે (૨) ।

૪૦ *He's going with me.*

તે આવશે સાથે । કદી ન ત્યાગે । તે આવશે સાથે । એકલો નથી ।
તે આવશે સાથે । મજ આખી વાટે । સલામત દોરશે । મજ ઘર ભણી ।

૪૧ *He will snap every fetter.*

તે સૌ સાંકળો તોડશે (૩) હાલ છુટા કરશે ॥

૪૨ *Holy Spirit, seal me I pray.*

શુદ્ધ આત્મા મને મુદ્રિત કર (૨) । ઇસુના જેવો મારે થવું છે । શુદ્ધ•

૪૩ *I am a Soldier, Glory to God!*

હું છું સિપાઈ ઇસુની જય । ખ્રીસ્તને લીધે લડનારો ।
હું છું સિપાઈ પામી સફાઈ । સ્વર્ગી દેશમાં જનારો ॥

૪૪ *I bring my all to Thee.*

મજ સર્વ તારી પાસ લાવું છું । મજ સર્વ લાવું છું હાલ ।
વધારે હોત તો સારૂં થાત । પણ સર્વ લાવું છું હાલ ।
મજ સર્વ તારી પાસ લાવું છું । મજ સર્વ લાવું છું હાલ ।
ને તું વચન પાળી તદ્દન । શુદ્ધતા પામું છું હાલ ॥

૪૫ *I owe, I owe.*

હું છું ઋણી, હું છું ઋણી । હું તેના પ્યારનો છું ઋણી ।
મજ પાપભણી કેમ જઉં ફરી । કાંજે હું પ્યારનો છું ઋણી ।

૪૬ *I saw His Blood was flowing.*

મેં રક્તને વહેતું જોયું । તે વહેતું મારે કાજ ।
જુઓ તેના રૂપાળા માથાપર । કાંટાનો તાજ ॥

૪૭ *I want to be a Soldier.*

મારે થવું છે સ્થંભનો સીપાઈ । સુરો ને સાચો ।
મારે થવું છે સ્થંભનો સીપાઇ । હા, મારે થવું છે ।
મારે થવું છે સ્થંભનો સીપાઈ । સુવાત સંભળાવીને ।
ખ્રીસ્ત સંગ ચાલીને । આખી સ્વર્ગી વાટે ॥

૪૮ *If Jesus goes with me I'll go.*

જો ઈસુ પણ આવે તો જઇશ । જ્યાં હોય ત્યાં ।
જો તે પાસે હોય તો મન હરખાય । જ્યાં હોય ત્યાં ।
હું તેનો થંભ ઉંચકીને જઇશ । સમજી માન ।
જો ઈસુ પણ આવશે તો જઇશ । જ્યાં હોય ત્યાં ॥

૪૯ *I'm a Soldier in the Salvation band.*

હું મુક્તિફોજમાં છું સિપાઇ । ને ઇસુ રહે છે મનની માંય ।
હું મરણ લગ કરીશ લડાઇ । આ મુક્તિફોજની અંદર ॥

૫૦ *I'm saved, I am.*

ઈસુએ મને તાર્યો । તે હું જાણું છું નક્કી (૩) ॥
સૌ પાપ મારાં ધોવાયાં છે ॥

૫૧ *In me, Lord.*

દેવ મજમાં । દેવ મજમાં । તુજ ઇચ્છા પુરી કર મજમાં ॥

૫૨ *In the ranks of the dear old Army.*

પ્રીય જયવાન ફોજની વચમાં । મુકિત ધજાની તળે ।
દર સિપાઇને કાજ છે જગ્યા । જે સાચો રહે ખ્રીસ્ત વિશે ।
તેમને મળશે મોટું ઇનામ । સુંદર સ્વર્ગી દેશ મધ્યે ।
દર પાપી કાજ છે જગ્યા પધારજોરે (૨) ।

૫૩ *In the secret of Thy presence.*

તારી ખાનગી હજુરાતમાં । તુજ શક્તિની છાયામાં ।
પ્યાર ને સેવા કરવા દે । દર ઘડી ને દર પળે ॥

૫૪ *In white, in white.*

ઉજળાં વસ્ત્રમાં (૨) તેની સાથ ફરવા યોગ્ય । તે લોહીથી કરે છે ॥

૫૫ *I'll cling closer to Jesus.*

રહીશ ઇસુની પાસે । રહીશ તેની પાસે ।
રહીશ ઇસુની પાસે । તારનાર શક્તિવાન ॥

૫૬ *I'll do what Jesus bids me do.*

જે ઇસુ કહે તે હું કરીશ (૨) તે મુઓ મારે કાજ ॥

૫૭ *I'll follow Thee of life the Giver.*

પાછળ ચાલીશ જીવનના દાતા । પાછળ ચાલીશ, દુઃખ સહેતાં ત્રાતા ।
પાછળ ચાલીશ, હા, આખી જાત્રા । કૃપાથી પાછળ ચાલીશ ॥

૫૮ *Isu, Isu mane tare.*

ઇસુ (૨) મને તારે છે । ઇસુના લોહી થકી । મને મળી છે મુક્તિ ।

૫૯ *Isuni pase tame avo re.*

ઇસુની પાસે તમે આવોરે (૩) । મુક્તિ પામોરે ।

૬૦ *I will not let Thee go.*

નહિ, નહિ કદી નહિ । હું નહિ જવા દઊં તને ।
હું તારો છું, તું મારો છે । નહિ જવા દઊં તને ।

૬૧ *I've got the joy.*

મળ્યો છે આનંદ (૩) ભરપૂર । આનંદ ભરપૂર (૨)
મળ્યો છે આનંદ (૩) ભરપૂર । મારા હૃદયમાં ॥

૬૨ *Jai, jai, jai, jai jai.*

જય (૫) જય ઇસુની જય । મન મારામાં હવે ઇસુ રાજ કરે છે ॥

૬૩ *Jesus has saved me.*

દેવે મને તારણ દીધું તેથી આનંદી છું ।
દેવે મને તારણ દીધું હર્ષાનંદ કરૂં ।
દેવે મને તારણ દીધું તમને દેશે નક્કી ।
જો આવો તેની પાસે તો તે તારશે પાપથી ॥

૬૪ *Jesus in the Cottage.*

ઇસુ ઝુંપડામાં । ઇસુ ઘરનીમાંય । ઇસુ પ્રીય ઇસુ । ઇસુ સંગ સદાય ।
ઇસુ પ્રીય ઇસુ । સુંદર સૌ કરતાં । તારે કાજે લડું । કદી ન ડરતાં ॥

૬૫ *Jesus, is calling.*

ઇસુ બોલાવે છે (૩) । બોલાવે છે તમને ॥

૬૬ *Jesus is looking for thee.*

ઇસુ શોધે છે તમને । (૨) કેવો છે શુભ સંદેશો । ઇસુ૰ ॥

૬૭ *Jesus is strong lo deliver.*

ઇસુ તારવા છે શક્તિવાન । છે શક્તિવાન (૨) ।
ઇસુ તારવા છે શક્તિવાન । તારવા છે સર્વશક્તિવાન ॥

૬૮ *Jesus knows all about our troubles.*

આપણાં દુઃખો જાણે છે ઇસુ । તે દોરી લેશે અંત સુધી ।
મિત્ર નથી જેવો પ્રેમી ઇસુ । એક પણ નહિ એક પણ નહિ ॥

૬૯ *Jesus my Saviour will welcome sinners home.*

ઈસુ મારો તારનાર પાપીને બોલાવે છે । વિલંબ ન કરો ॥

૭૦ *Jesus now is passing by.*

ઈસુ ખ્રીસ્ત હાલ છે આવનાર । છે આવનાર । (૨) તેને મળવા જઈશ ॥
તે પાસે છે એટલામાં, એટલામાં (૨) તેને મળવા જઈશ ॥

૭૧ *Jesus, Thou Lover of Souls.*

આત્માઓ પર હેત કરનાર । ઇસુ પાપીના તારનાર ।
તારા જેવો મને કરજે । આત્માઓ પર હેત કરનાર ॥

૭૨ *Jesus will never fail.*

ખ્રીસ્ત કદી તજશે નહિ । તજશે નહિ (૨) ।
ખ્રીસ્ત કદી તજશે નહિ । નહિ કદી નહિ ॥

૭૩ *Jivandatae mane jivan apyun chhe.*

જીવનદાતાએ મને જીવન આપ્યું છે । દેવનું રાજ તેણે ।
મારા મનમાં સ્થાપ્યું છે ॥ મન મધ્યે શાંતિ ઈસુને ત્યાંથી
બક્ષી રક્તથી મુક્તિ, શક્તિ ॥ જીવનદાતાએ૦ ॥

૭૪ *Joy bells ringing in my heart.*

ગાયન મારા મનની માંય । (૨) ત્રાતા સાથે મળો હયાં ।
રહો તેની સંગતમાં । ત્યારે ગાયન થશે મનડાની માંય ॥

૭૫ *Joy, joy wonderful joy.*

આનંદ (૨) અપાર । શાંતિ આપી તારનાર ।
પ્યાર, પ્યાર મફત મળે । આ સૌ ઈસુ આપે ॥

૭૬ *Keep me true, Lord, to Thee.*

મને રાખજે વિશ્વાસુ । મને રાખજે વિશ્વાસુ ।
ને જો દુઃખ પડે । જીતીશ ખ્રીસ્તવડે । જો હું રહું વિશ્વાસુ ॥

૭૭ *Keep me unspotted from sin.*

કલંક વિના મને રાખજે, તારનાર । કલંક વિના મને રાખ, પ્રભુ ।
હું તારે કાજ જીવીશ । ને સૌને જણાવીશ । તારી મોટી પ્રીતિ વિષે ॥

૭૮ *Leaning on His Arm.*

તેના પર ટેકો, જાણીને તેનો પ્રેમ, તેના પર ટેકો મનમાં ન રાખો વ્હેમ ।
તેના પર ટેકો, દેવ કૃપા જાણશો એમ । રે તારનાર પર ટેકો તેમ ॥

૭૯ *Let the beauty of Jesus.*

ખ્રીસ્તની સુંદરતા મજમાં દેખાવા દો । તેની અજબ કરૂણા ને પવિત્રાઈ ।
હે તું ઈશ્વરાત્મા । સ્વચ્છ કર મારો આત્મા ।
જ્યાંલગ ખ્રીસ્તની સુંદરતા મજમાં દેખાય ॥

૮૦ *Lift up the Army Banner*

લોહીને આગની ધજા ઉડાવો । ઉડાવો, પડવા ન દો ।
લોહીને આગની ધજા ઉડાવો । કહે છે મુક્તિનો સંદેશો ॥

૮૧ *Looking on me Saviour.*

મારા પર જો, પ્રભુ । મારાપર જો । હે પ્રભુ । મારાપર (૨) જો ।
આશીર્વાદ દે । પ્રભુ આશીર્વાદ દે । હે પ્રભુ । તું મને આશીર્વાદ દે ।

૮૨ *Lord fill my craving heart.*

મજ તલપનાર મનમાં ભર, । મજ તલપનાર મનમાં ભર ।
પાપીને કાજ પુરી પ્રીતિ । મજ તલપનાર મનમાં ભર; ॥

૮૩ *Lord keep the Fire burning.*

પ્રભુ આગ સળગતી રાખજે । ( ૩ ) અંતઃકરણમાં ।

૮૪ *Marching on! 'Gainst the pow'r of sin*

ચાલોરે । પાપની ફોજ વિરૂદ્ધ । કરવા કડણ યુદ્ધ ।
ચાલોરે ( ૨ ) । લોહીથી પામીશું જય ॥

૮૫ *Mighty to keep.*

મારી પાસ તારનાર છે । સર્વશક્તિવાન ( ૩ ) ।
શુદ્ધ રાખવા સર્વશક્તિવાન ॥

૮૬ *My heart is now whiter than snow.*

મન મારૂં છે હીમ કરતાં સાફ । ને મજ સાથે રહે છે ઈસુ ।
પાપ મારાં સૌ થયાં છે માફ । ને મદદ કરે છે, પ્રભુ ॥

૮૭ *My Lord, let the waves.*

પ્રભુ, સાફ કરનાર સાગર વહેવા દે । મારી ઉપર (૨) ।
હું અર્પણ થાઉં તારો દાસ થવાને । તારા જેવો હું થઈશ તારનાર ॥

૮૮ *My sins rose as high as a mountain.*

પાપ મારાં એક પહાડ સમાન હતાં । પણ ઈસુએ લઈ લીધાં બધાં ।
એક તાજ તથા મહેલ । છે લખી આપેલ । મળી છે મને મુક્તિ ॥

૮૯ *My soul is full of joy.*

મનમાં છે બહુ આનંદ । સેતાન નહિ કરે બંધ । હું સર્વશક્તિવાનને સેવું છું । લોક છો કરે ધિક્કાર ! તેની નથી કંઈ દરકાર । કેમકે મને બચાવે છે ઈસુ । હું દેવની ફોજમાં દાખલ થયો છું । ને ખ્રીસ્તને માટે લઢું છું । લોક છો કરે ધિક્કાર । તેની નથી કંઈ દરકાર । કેમકે મને બચાવે છે ઈસુ ।

૯૦ *Mukti pamo. Tune:—Pull for the shore.*

મુક્તિ પામો, બધા મુક્તિ પામો। પાપનો કરો પશ્ચાતાપ, ખ્રીસ્તને માનો
તે તમને તારી શકે નિશ્ચે જાણો। ઈસુ ખ્રીસ્ત પર વિશ્વાસ રાખી મુક્તિ પામો

૯૧ *Never lose sight of Jesus.*

ઈસુને કદી ન ભુલો (૨) । રાત ને દિન । સાફ રાખશો મન । ઈસુને૦

૯૨ *Never say die !*

હારશો મા । (૨) આગળ ને આગળ ચાલજો । સેતાનની સામા થાઓ
હારશો મા । (૨) આગળ ને આગળ ચાલજો ।આગળ જાઓ ॥

૯૩ *Nothing but the Fire.*

કેવળ અગ્નિથી (૩) પુરો થઉં ।
પાપી જગને તારવા કાજ । કેવળ અગ્નિથી પુરો થઉં ॥

૯૪ *Oh, send another Pentecost.*

આત્મા તારો ફરીથી રેડ । કે લાખો બચી જાય ।
પાપીને તાર । અમને જગાડ । કે તારૂં રાજ ફેલાય ॥

૯૫ *Oh! the Blood of Jesus oh!*

ઓ ઈસુનું લોહી! (૨) હીમના કરતાં મનને તે કરે છે સાફ ।
ઓ ઈસુનું લોહી! (૨) મનને તે કરે છે સાફ.

૯૬ *On the Cross His life did Jesus give for me.*

વધસ્તંભપર ઈસુ । મુઓ મારે કાજ । કેવો તારનાર । (૨)
મારે કાજ મુઓ । મારા દુઃખની રાખી દાઝ । કેવો તારનાર છે મારો

૯૭ *Oh 'tis coming.*

આવેછે રે । આવેછે રે! શુદ્ધ આત્માનો અગ્નિ (૨) ॥

૯૮ *Oh! the Love of Jesus.*

પ્રેમ ઇસુનો કેવો (૩) । તેનું વર્ણન મારાથી ન થાય ॥

૯૯ *Oh! the peace my Saviour gives.*

કેટલી શાંતિ આપે છે । મારો તારનાર શક્તિવાન ॥
મારો આનંદ વધે છે । જ્યારથી રાખું છું ઈમાન ॥

૧૦૦ *Oh! the toils of the road.*

રે! વાટનો શ્રમ નહિ જેવો લાગશે । આ જાત્રા બંધ થશે ત્યારે (૨)

૧૦૧ *Oh! Come to my Heart, Lord Jesus.*

મારા મનમાં પધાર પ્રીય ઈસુ । તારે માટે છે ઠામ તૈયાર ।
મારા મનમાં પધાર પ્રીય ઈસુ હાલ । તારે માટે છે ઠામ તૈયાર ॥

૧૦૨ *Oh for a Deeper.*

દે મને વિશ્વાસ । વધારે વિશ્વાસ ।
ઉંડો ને દઢ વિશ્વાસ । તારાપર (૨) ॥

૧૦૩ *Oh for a heart whiter than snow.*
ઓ જો હું થાઉં । હીમ કરતાં શુદ્ધ । કોની પાસ જાઉં ।
આપનાર તું છે ખુદ । પ્રીત કરી તું મુઓ મજ કાજ ।
હીમ કરતાં સાફ મન તું દે મને આજ ॥

૧૦૪ *Oh lay it down.*
ઉતારીલો । ઉતારો । તમારા ભારે બોજાને ।
ઉતારીલો । ઉતારો દયાસન પાસે ॥

૧૦૫ *Oh ! let the dear Master come in.*
પ્રિય પ્રભુને માંય આવવા દે । તે પાપથકી મુક્તિ આપશે ।
વાર ન લગાડ । પણ મનને ઉઘાડ । ને પ્રભુને માંય આવવા દે ॥

૧૦૬ *Yes, there's Salvation for you.*
હા, મુક્તિ છે તારે લીધે । હા, મુક્તિ છે તારે લીધે ॥
દરેક પાપીને લીધે છે મુક્તિ । હા, મુક્તિ છે તારે લીધે ॥

૧૦૭ *On, on, no evil befalling us.*
આગળ બીક વિના ચાલીએ । આગળ સહી સલામતે ।
આગળ ઈસુ બોલાવે છે । આગળ જય પામતાં સુધી ॥

૧૦૮ *On the banks of the beautiful river.*
સુંદર સ્વર્ગી નદીને કિનારે મળીશું મળીશું ।
સુંદર સ્વર્ગી નદીને કિનારે । મળીશું જયારે યુદ્ધ બંધ થશે ॥

૧૦૯ *Overflowing, an overflowing river.*
ઉભરાઈ જાય છે । પાપમુક્તિની નદી ।
ઉભરાઈ જાય છે આપણે સૌને કાજ ॥

૧૧૦ *Over me, over me it is flowing.*
મારાપર (૨) હવે વહે છે । મારાં બધાં પાપ તે ધૂએ છે ॥
મારાપર, મારાપર હવે વહે છે । મુક્તિની નદી ॥

૧૧૧ *Pass me not, O Loving Saviour.*

મજપર દૃષ્ટિ કરજે તારનાર । સાંભળ મારી વાણ ।
મજ લાચાર પર દયા રાખી । આપજે મુક્તિદાન ॥
તારનાર ( ૨ ) સાંભળ મારી વાણ । મજ લાચારની ॥

૧૧૨ *Peace, peace, wonderful peace.*

શાંતિ, અદ્દભૂત શાંતિ ( ૨ )। નદી જેવી વહે છે ।
સર્વકાળ સુધી રહે છે । રે કેવી અદ્દભૂત શાંતિ નદી૦ ॥

૧૧૩ *Power, power, power divine*

બળ બળ ઈશ્વરીબળ । બળ બળ દેજે આ પળ ।
બળનું છે વચન । બળ તું દે છે। પ્રભુ તું ઈશ્વરી બળ મને દે ॥

૧૧૪ *Praise God! I'm saved.*

મને મુક્તિ મળી છે । ( ૨ ) આમેન ! ( ૨ ) ઈસુની જય ॥

૧૧૫ *Prepare me, prepare me Lord.*

તૈયાર કર મને પ્રભુ । તૈયાર કર । તુજ સન્મુખ આવવાને ॥

૧૧૬ *Reign, oh reign my Saviour.*

રાજ કર મારા ત્રાતા । રાજ કર પ્રભુજી ।
તું પવિત્ર કરનાર શક્તિ મોકલ । મુક્તિફોજમાં ।
તું પવિત્ર કરનાર શક્તિ મોકલ । ફોજમાં ॥

૧૧૭ *Safe in the promised.*

થોડીવાર પછીથી ભેગાં થઈશું । ( ૩ ) સહી સલામત સ્વર્ગની માંય ।
ભેગાં થઇ બોલીશું હાલેલુયા ( ૩ ) સહી સલામત સ્વર્ગની માંય ॥

૧૧૮ *Salvation, (2) a full and a free, Salvation.*

સંપુર્ણ (૩) છે આ મુક્તિ । ઈસુએ પ્રાણ કીધો બલીદાન ।
કે આપે મને મુક્તિ ॥

૧૧૯ *Saving the world by Blood and by Fire.*
લોહીને આગથી જગને મુક્તિ । પમાડવા માટે પામી શક્તિ ।
સાફ મનથી હું કરૂં છું ભક્તિ । સંપુર્ણ મુક્તિ પામીને ॥

૧૨૦ *Salvation is the cure for every ill.*
પાપ મુક્તિ સૌ દુઃખનો છે ઉપાય । પાપ મુક્તિથી મન આનંદી થાય ।
પાપમુક્તિથી પ્રીતિ વધી જાય, । પાપમુક્તિના સરખું નથી કંઈ ॥

૧૨૧ *Saved and kept by the grace of God.*
તારેલા ને રાખેલા સાફ । સદાનંદી છીએ ।
સાફ મનથી આપીએ સાક્ષી । કે ખ્રીસ્ત મુક્તિ દે છે ॥

૧૨૨ *Saviour, dear Saviour draw nearer.*
પ્રેમી તારનાર પાસે આવજે । વધસ્તંભ પાસે રાંક થઈ નમું ।
તારી શુભ ઇચ્છા જણાવજે । ને તારી વાણી માનીશ હું ॥

૧૨૩ *Showers of blessing.*
આશીર્વાદ વરસાવ । આશીર્વાદ વરસાવ જરૂર ।
કૃપા આસપાસ વરસે છે । પણ આશીર્વાદ વરસાવ ભરપુર ॥

૧૨૪ *Sing it o'er and o'er again.*
સવ લોકો ગાજો વારંવાર "ઇસુ છે ખરો તારનાર ।"
પૃથ્વી ઉપર કરો પોકાર । "ઇસુ છે ખરો તારનાર ॥"

૧૨૫ *Sing on in sunny days.*
ગાઓ ધોળે દહાડે । ગાઓ કાળી રાતે । ગાઓ । (૩)
ગાઓ "પ્યાર" છે તે નામ । રાજ કરે છે આસમાન । ગાઓ ! (૩)॥

૧૨૬ *Some day I shall be like Him.*
કોક દિન થૈશ તેના જેવો । તેના જેવો । સ્વર્ગી સૌંદર્યતા માં ।
મોં તેનું જોતામાં । કોક દીન થૈશ તેના જેવો ।
તેના જેવો । હાલેલુયા આ અજાયબ વચન દીધું મને ॥

૧૨૭ *Stick to the Army.*

સ્થિર રહેજો ફોજમાં, ભાઈઓ । નહાસી જતા મા ।
સ્થિર રહેજો ફોજમાં, બેનો । ટકી રહો બધાં ।
છે સેનાપતિ ઇસુ । તે પર રાખો વિશ્વાસ ।
તે કરશે જયવાન । ને લઈ જશે આકાશ ॥

૧૨૮ *Teach me how to love Thee.*

પ્યાર ને પ્રાર્થના કરતાં । શીખવજે મને ।
તારી સેવા કરતાં । વધુ રોજ રોજે (૨) ॥

૧૨૯ *That means me.*

મને કહેછે । (૨) જે ચાહે તે આવે એટલે મને કહેછે ।
હું બહુ આનંદી છું । કે ઇસુએ કહ્યું ।
કે "જે ચાહે તે આવે એટલે" । મને કહે છે ॥

૧૩૦ *The Cross in not greater.*

વધસ્તંભ કૃપાથી અધિક નથી, તેનું મોં ઢાંકે કદી નહિ આંધી ।
આથી પામુંછું શાંતિ । કે મજ ઇસુના બળથી । હારી જશે સૌ વૈરી ॥

૧૩૧ *The Blood of Jesus washes white as snow.*

ઇસુનું લોહી હીમના કરતાં સાફ કરે છે (૨)
ઈસુના નામની જય ! સાફ થયું હૃદય । ઈસુનું લોહી શુદ્ધ કરે છે ॥

૧૩૨ *The Blood shall never lose its power.*

લોહી તેની શક્તિ ન ખોએ । ના કદી (૨) ।
ખ્રીસ્તનું લોહી પાપ કાજે વહે સદા । તે કદી ન ખોએ શક્તિ ॥

૧૩૩ *The Heavenly gales are blowing.*

સ્વર્ગી વાઝોડાં વાય છે । સફાઈનો સાગર વહે છે ।
પાપ મારાં તે લઈ જાય છે । હાલેલુયા ઈસુની જય ॥

૧૩૪ *The Light of the world is Jesus.*
આ જગનું અજવાળ છે ઈસુ । (૨) જે આવશો તેની પાસ ।
તે પાપનો કરશે નાશ । આ જગનું અજવાળ છે ઈસુ ॥

૧૩૫ *The love of God it is so sweet.*
પ્રભુનો પ્રેમ બહુ મીઠો છે ( ૩ ) પ્રભુ પ્રભુ પ્રભુનો પ્રેમ ॥

૧૩૬ *The wounds of Christ are open*
ઈસુના ઘા ખુલ્લા છે । જેઓ તારે કાજ થયા ।
ઈસુના ઘા ખુલ્લા છે । ત્યાં બચવાને જા ॥

૧૩૭ *The Yellow Red and Blue shall fly.*
ઉડશોરે ધ્વજ ત્રિરંગી । અમારે માથે મોત લગી ।
લોહી તથા અગ્નિ થકી । જય પામીશું ! જય પામીશું ॥

૧૩૮ *Then open and let the Master in.*
ઉઘાડો ( ૨ ) ઉઘાડીને પ્રભુને પેસવા દો ।
તમને મળશે પ્રકાશ । થશે પાપનો નાશ । જો મનમાં તેને પેસવા દો ॥

૧૩૯ *There are angels hovering round.*
સ્વર્ગી દુતો છે તૈયાર ઘેર ખબર લઈ જવાને ॥
પાપીઓ મુક્તિ પામે છે । તેમને ઈસુ બોલાવે છે ॥

૧૪૦ *There is power, power.*
છે શકિત બળ । ચમત્કારીક બળ । ઇસુના લોહીમાં ( ૨ )

૧૪૧ *Thou art enough for me.*
તારામાં છે તૃપ્તિ । ( ૨ )
હે પ્રીય જીવતા ત્રાતા દેવ । તારામાં છે તૃપ્તિ ॥

૧૪૨ *Through and through.*

ખરેખર ખરેખર । મને કર પવિત્ર ।
પુર્ણ રીતે મને તાર । સદા ને સર્વત્ર ॥

૧૪૩ *Jyare rasto. Tune—' Tipperary.'*

જ્યારે રસ્તો કઠણ લાગે । જ્યારે મન દુઃખી થાય ।
જ્યારે રસ્તો કઠણ લાગે । અને થાકી બહુ જવાય ।
જ્યારે રસ્તો કઠણ લાગે । ચોફેર લાગે ભય ।
ત્યારે વિશ્વાસ રાખી આગળ ચાલું । ઈસુ આપશે જય । ( ૨ ) ॥

૧૪૪ *To Thy Cross I come Lord.*

પ્રભુ તારી પાસે । મારે કાજ જગ્યા છે ।
મજ નલાયક કાજ પણ જગ્યા છે ।
પ્રભુ પાપ માફ કરજે । મનમાં શકિત ભરજે ।
તારી પાછળ હું ચાલીશ ત્યારે. ॥

૧૪૫ *Trusting Thee ever.*

વિશ્વાસ તારાપર । રાખી જીવનભર । મન મારૂં સાફ તું રાખે છે
વિશ્વાસ તારાપર । રાખી જીવનભર । તનમન ધન તારે તાબે છે ॥

૧૪૬ *Under the Army Flag.*

ફોજની ધજા તળે । સ્વર્ગ લગી લડતા જઈશું ।
ફોજની ધજા તળે । જય મળશે કે મરીશું ।
ફોજની ધજા તળે । મુક્તિને ફેલાવીશું ।
બધા લોક પોકારો । ઇસુ ખ્રીસ્તની જય ! ॥

૧૪૭ *Viswas vadhar.*

વિશ્વાસ વધાર (૪) મારો વિશ્વાસ વધાર । મારી પ્રાર્થના એ છે ॥

૧૪૮ *Wash me and cleanse me.*

ધોઈને સ્વચ્છ કર (૨) । કાઢજે સઘળાં પાપો ॥

૧૪૯ *We're the Army that shall conquer.*

છીએ સેના । જયવાન સેના । પાપીઓને તારવા કાજ । ફેલાવીશું
દેવનું રાજ । પાપની ક્ષમા । દરેક દેશમાં । દરેક જાતના લોકોને પમાડીશું ।

૧૫૦ *We shall bring dear India.*

ઇસુની ગમ લાવીશું આખું હિંદુસ્તાન । અને તેના લોકો ગાશે
મુક્તનું ગાન । આમેન ! (૨) । અમે પામીશું જય ।
આમેન ! (૨) । સૌ પાપનો થશે ક્ષય ॥

૧૫૧ *When He has come to you.*

આત્મા મળશે જ્યારે (૨) ।
લોક બચી જાય । ને જાગૃતિ થાય । આત્મા મળશે જ્યારે ॥

૧૫૨ *When the trumpet sounds I'm ready.*

રણસીંગડું જ્યારે વાગશે તૈયાર છું । જવાને (૨) ।
રણસીંગડું જ્યારે વાગશે તૈયાર છું । દેવને મળવા હું તૈયાર છું જવાને ॥

૧૫૩ *Where He leads I will follow.*

દોરશે ત્યાં હું પાછળ ચાલીશ । આખે રસ્તે હું ચાલીશ ॥

૧૫૪ *With Christ in the vessel.*

જો ખ્રીસ્ત મારી સાથ હોય (૩) હું સદા જીતીશ ॥

૧૫૫ *With Salvation so near thee.*

હજી મુક્તિ મળે છે । હજી ઇસુ તારે છે ।
તેની વાણી સાંભળીને । આવો તેની ગમ (૨) ॥

૧૫૬ *Wonderful story of love.*

અજાયબ (૩) વાર્તા । પ્યારની અજાયબ વાર્તા ।।

૧૫૭ *Whosoever will may come.*

જેટલાંની ઇચ્છા હોય । તેટલાંને તે તારે છે ।

નિરાશ ન થશો કોઇ । પાપીનો તારનાર તે છે ॥

૧૫૮ *Wonderful, wonderful.*

કેવો અજાયબ છે ઈસુ । મન મારામાં સ્થાપ્યું છે ગીત ।

છુટકારાનું, હિંમતનું, શકિતનું ગીત । મન મારામાં સ્થાપ્યું છે ગીત

૧૫૯ *Yesterday, to-day for ever.*

ગઇ કાલે, આજે, ને સદા । ઈસુ સરખો છે ।

આપણાં મન તો બદલાઈ જાય । પણ ઈસુ નહિ બદલાય ।।

ઈસુ નહિ બદલાય ( ૨ ) આપણાં ૦ ।।

૧૬૦ *Your Task is calling You.*

તારી ને મારી ફરજ હાલ બોલાવે છે. ( ૨ ) ।

આપણું કામ જો હલકું હોય । ઈશ્વર માટે થાય ।

તું જજે ફરજે તારી । ને હુંએ જૈશ મારી ।।

૧૬૧ *Yet the cleansing Blood is flowing.*

હજી લોહીની ધાર વહે છે, હજી મળે તમને છુટકારો ।

વાટ તમારી ખ્રીસ્ત જુએ છો । અંગિકાર તે કરશે તમારો ।।

# Index to Songs and Choruses.

# ગીતો ને ટેકોનું સાંકળિયું.

## Classification of Choruses.

## ટેકો અને ટેકોના વિષયો.

---

બધી ટેકોની લીટીઓની આગળ બાળબોધ અક્ષરો મૂકવામાં આવ્યા છે તે અક્ષરો નીચે મુજબ સુચવે છેઃ—

| | | | | | |
|---|---|---|---|---|---|
| (मु) | એટલે | 'મુક્તિ' | (प्रा) | એટલે | 'પ્રાર્થના' |
| (अ) | ,, | 'અનુભવ' | (स्तु) | ,, | 'સ્તુતિ' |
| (प) | ,, | 'પવિત્રાઈ' | (ना) | ,, | 'નાતાલ' |
| (यु) | ,, | 'યુદ્ધ' | (पु) | ,, | 'પુનરૂત્થાન' |
| (छो) | ,, | 'છોકરાં' | (नि) | ,, | 'નિયમ' |
| (वि) | ,, | 'વિદાય' | (ल) | ,, | 'લગ્ન' |

(स्व) એટલે સ્વર્ગવાસ.

# Index to Extra Choruses.
# વધારાની ટેકોનું સાંકળિયું.

——:0:——

# Index to Songs and Choruses.

## Choruses are in Italics.

## **Extra Songs.** ગીતોનો વધારો.

*Hun to hato papi kharo.*

૧ હું તો હતો પાપી ખરો, ઇસુની વિરૂદ્ધ ।
તેણે મને મુક્તિ આપી, મન પણ કર્યું શુદ્ધ ॥
૨ જગ દેહ ને સેતાનની મેં ઘણી કીધી સેવ ।
મને ઇસુએ બચાવી, કાઢી ભુંડી ટેવ ॥
૩ પાપી, મરણ જ્યારે આવશે તમે કરશો શું ।
બોલો, પ્રભુ, પાપ, મૂકીને વ્હેલો આવું છું ॥
૪ જય જય પ્રભુ! જય જય ઇસુ! તારા લોહીથી ।
તેં તો પાપનું કલંક ધોયું, મળી છે મુક્તિ ॥

*Prabhu, mane Mukti margman.*

૧ પ્રભુ, મને મુકિત માર્ગમાં નિત્ય દોરજે તું ।
ઇસુ, મરણ સુધી તારી પાછળ ચાલીશ હું ॥
૨ મુકિત પામ્યા પહેલાં કેવો દુઃખી હું હતો ।
જગની મોજમઝાએ મને સંતોષ ન દીધો ॥
૩ બીડી પીધી, ચલમ પીધી, ગડાકુનો હુકો ।
ચુનાથી ચોપડીને ખાધો તમાકુનો ભુકો ॥
૪ અફીણ ખાધું, ગાંજો પીધો, ભાંગનો લીધો લોટો ।
તાડી પીને, દારૂ પીને રસ્તામાં થયો ગોટો ॥
૫ પાપીઓને કાજે ઇસુ ન્યાયી મરીને ।
પ્રાછીત થયો તેથી મને શુદ્ધતા મળી છે ॥

*Hato papi ane lachar.*

૧ હતો પાપી અને લાચાર ખરો, હું । થયો જામીન અરે મારા મસીહ તું ॥
૨ મારે માથે મારાં પાપે દુ:ખ આવ્યું । રડયો મજ કાજ દયા ભરેલ મ૦ ॥
૩ હતો પાપથી અને દુ:ખથી લાદેલ હું । ચઢયો થંભપર અરે મજ કાજ મ૦
૪ કેવી ભારે, ખરી દયા પામ્યો હું । સહ્યું મજ કાજ અરે પ્યારા મ૦ ॥

## What is The Salvation Army ?

## મુક્તિફોજ એટલે શું ?

મુક્તિફોજ એટલે જેઓ પોતાનાં પાપ માફ થાયલાં જાણે છે, તથા જેઓ ખુદા તથા માણસોપર પ્રીતિ રાખી તથા સાથે જોડાઈ બીજા લોકોને ઇસુ ખ્રીસ્તને શરણે લાવવાની એકજ હેતુ ધરાવે છે, એવી વ્યવસ્થિત સમાજ.

"મુક્તિ" એ શબ્દ આ રચનાની મૂળ હેતુ બતાવે છે, એટલે આ ફોજનો હેતુ એ છે કે પૃથ્વીપરના બધા લોકોને પરમેશ્વરને આધીન કરવાને તથા ઇસુ ખ્રીસ્તની મારફતે જે મુક્તિ મળે છે તે પમાડવાને, તથા પોતાના રાજા તરીકે યહોવાહ (સનાતન પ્રભુ) નો અંગીકાર કરાવવાને તથા તેના નિયમો પળાવવાને, તથા પ્રીતિએ પોતાની આજુબાજુના લોકોની સેવા કરવામાં પોતાનું આખું આયુષ્ય ગુજારે કે જેથી આલોક ને પરલોકમાં ઇશ્વરી કૃપા મેળવી શકાય.

'ફોજ' એ શબ્દ એવું બતાવે છે કે, આ રચના એક લડનારૂં સૈન્ય છે કે જે ભુંડાઇ ને સેતાનની સાથે નિરંતર યુદ્ધ

ચાલું રાખે છે; અને વળે જેનાં કેટલાંક લક્ષણો તેમજ જેની રચના અને હકુમત એક સામાન્ય લશ્કરના જેવી છે, ખરી, તો પણ, તે મારવા નહિ, પણ તારવા સારૂ બનેલી છે, તેથી આ જગતની સઘળી ફોજોથી એ બાબતમાં તે જુદી પડે છે.

આ રચનાનું સત્તાવર નામ ‘ મુક્તિફોજ ’ છે, તેનેજ આ નામ ધરાવવાનો હક્ક છે.

## Its Origin and Development.

## તેની ઉત્પત્તિ તથા ખિલવણી.

**પ્રભુનું વચન.**—તારનાર ઇસુ ખ્રીસ્તે તેના શિષ્યોને તેના મરણની આગલી સાંજે એવું જણાવ્યું કે, મારૂં જવું તમને લાભકારક છે; અને બાપ મારે નામે સદા તમારી સાથે રહેવા અને સઘળી સત્યતામાં દોરવા તથા તમારામાં અને તમારી મારફતે પોતાનું કૃપાળુ અને ચમત્કારિક પરાક્રમ પ્રગટ કરવા પવિત્ર આત્મા મોકલે એ તમારે માટે વધારે ગુણકારક છે.

**પ્રભુએ વચન પાળ્યુ.**—આ વચન સ્પષ્ટ રીતે પુરૂં કરવામાં આવ્યું, અને થોડાં વર્ષોની અંદર ઇસુ ખ્રીસ્તના શિષ્યોએ તે સમયની જાણિતી પૃથ્વીપર ખ્રીસ્તની સુવાર્ત્તા ને કેવી રીતે ફેલાવી તેની લખેલી નોંધ “પ્રેરિતોનાં કૃત્યો” નામના પુસ્તકમાં મળે છે. તેઓ ઇશ્વરી અગ્નિથી તથા પાપીઓને મુક્તિ પમાડવાને અર્થે તેઓને પ્રભુ ઇસુ ખ્રીસ્તની પાસે લાવવાને આતુર ઇચ્છાથી ભરપૂર હતા.

**ક્રમવારે મોકલેલા આગેવાનો.**—ખુદાએ દરેક યુગ મધ્યે કેટલાક વખતે થોડા ને કેટલાક વખતે વધારે સંખ્યામાં વિશ્વાસુ સાક્ષીઓ સદા ઉભા કરતો રહ્યો છે કે જે શાહેદો આકાશમાંથી પવિત્ર આત્માના પરાક્રમથી વેષ્ટિત થઇ, અને પાપીઓને માટે વધસ્તંભપર મરેલા ખ્રીસ્તની પ્રીતિથી ચલવાઇને પોતાના સાથીઓને તારવાના કામમાં અર્પાયા અને તેથી કરીને પોતે ક્રમવારે ખુદા તરફથી નિમાયલા હતા તે તેઓએ સાબિત કરી આપ્યું.

**ફોજનો સ્થાપક.**—એવી રીતે વિલ્યમ બુથ ને તેમનાં પત્ની કાથરાઇન બુથના મનમાં ઇશ્વરી દયા અને કરૂણારસ રેડવામાં આવ્યો. પ્રભુએ તેઓને એવી પ્રીતિ અને પરાક્રમ દીધાં કે જેથી તેઓએ મોટું સ્વાર્પણ કરીને લંડનના પૂર્વ બાજુંના દુઃખી સમુદાયોને મુક્તિ પમાડવાને અર્થે મહેનત કરવાને પોતાની આખી ઉમર ખુદાને સોંપી.

**ફોજનો ફેલાવ:**—પ્રભુએ અચરત પમાડે એવી રીતે તેઓના શ્રમને ફળિભૂત કરી, અને ઈશ્વરી દોરવણીથી વિલ્યમ બૂથે મુક્તિ પામેલાં સ્ત્રીપુરૂષોને સમાજોમાં જોડયાં, એ માટે કે તેઓ બહાર જઇને બીજાને બચાવે તથા પરમેશ્વરે તેઓને માટે જે કરેલું, તે દરેકને માટે પણ કરી શકે છે, એવું તેઓ સર્વે ઠેકાણે બધા લોકોની આગળ પ્રગટ કરે. એવી રીતે જે કામ ઇ. સ. ૧૮૬૫ ની સાલમાં શરૂ થયું તે ઝડપથી દેશોદેશ ફેલાવા લાગ્યું.

**હાલનો જનરલ:**—આખી મુક્તિફોજનો જે હાલનો સેનાધિપતિ તે **જનરલ બ્રામ્વેલ બૂથ** છે, અને આ ફોજનું આત્મિક તથા સમાજ સુધારક કાર્યવૃતિઓ હમણાં ૮૦ કરતાં વધારે દેશો તથા સુબાઓમાં આબાદ રીતે ચાલુ છે.

**કેફી વસ્તુઓનો ત્યાગ:**—મુક્તિફોજનો દરેક સભાસદ કેફી વસ્તુઓથી દૂર રહેવાને પ્રતિજ્ઞા આપે છે. એક ગીતમાં લખ્યા મુજબ, "ભાંગ, તમાકુ, અફીણ દારુ, પકડે છે મૂકાવવાને."

**સિપાઇઓ મદદ આપે છે:**—આખી પૃથ્વીપર ફોજના સિપાઇઓ તથા અમલદારો ફોજના રક્ષણને માટે નાણાં વિગેરે ખુશીથી આપે છે, તેમજ વારંવાર તનતોડ મહેનત પણ કરે છે. મુક્તિફોજ લાલચ બતાવીને શિષ્યો બનાવતી નથી, પણ સૌની પાસે સ્વેચ્છિત્ સ્વનકાર માગે છે. વળી મુક્તિફોજને માટે દરેક ધર્મના લોકો પણ મદદ આપે છે, તેથી જાહેર સભાઓમાં ઉઘરાણી લેવામાં આવે છે.

ફોજ વિવાદ કરતી નથી. મુક્તિફોજ કેવળ સેતાન અને ભુંડાઇની સામે લડત ચલાવે છે, તેથી ધાર્મિક મત વિષે વિવાદ ન કરતાં તે પવિત્ર આત્માથી સહાય પામીને પવિત્ર ચાલ ચાલવાથી તથા પોતાના આત્મિક અનુભવનું વર્ણન કરીને ખરા મનની સાક્ષી આપવાથી તથા ખ્રીસ્તની સુવાર્તાને પ્રગટ કરવાથી પાપીઓનાં મન બદલાઈ જાય છે તેને પરિણામે તેઓ ખુદાની તથા સમાજની ખરી સેવા કરનારા થાય છે.

જે કોઇને વધારે ખબર જોઇતી હોય તેઓ કોઈ પણ મુક્તિ-ફોજના અમલદારને પુછે, અથવા ટેરિટોરિયલ કમાન્ડર ઉપર લખે.